સને ૧૯૩૨ના ગૂજરાતી પાઠ્ય પુસ્તકોનું

# માર્ગદર્શન

તૈયાર કરનાર—

રમણલાલ દેવશંકર ભટ્ટ

ભાષા વિશારદ (ગૂ. વિદ્યાપીઠ.)

અને

વ્રજરાય મુકુંદરાય દેસાઈ, એમ. એ.

અમદાવાદ.

ગૂજરાત સાહિત્ય મંદિર.

કિંમત રૂ. ૧-૮-૦

## કુપન

'માર્ગદર્શન'ના બીજા ભાગમાં ગદ્ય વિભાગના બાકી રહેલા ભાગના શબ્દાર્થ, ટીકા, વિવેચન, વિવરણ, સંપૂર્ણ સમજુતી, સમાસ, પાત્રાલેખન તથા ગદ્યપદ્યની પ્રશ્નોત્તરી અને તે ઉપરાંત **ઉત્તરપત્ર શી રીતે લખવા તેની માહિતી, નિબંધ, પત્ર,** સંવાદ કેમ યોજવા તેનું સૂચન, અને વ્યાકરણમાં મદદ થઇ શકે તેવું નિરૂપણ વગેરે આપવામાં આવશે. **આ કુપન આપનારને મફત મળશે.**

આ પુસ્તક તમે જે બુકસેલર પાસેથી ખરીદો છો તે તમને બીજો ભાગ તા. ૩૧ મી ઓગસ્ટ લગભગમાં આ કુપન તેમને આપેથી આપશે.

ગૂ. સા. મંદિર.

બુકસેલરનો સિક્કો.

# માર્ગદર્શન.

## ( પદ્ય-વિભાગ. )

### નળાખ્યાન.

મહાભારતમાં આવતી પાંડવોની કથા સૌ કોઈને સુવિદિત છે. જુગટું રમી, રાજ ગુમાવી, પાંડવો દ્વૈત નામના વનમાં રહેતા હતા, એ સમયનું બ્યાન મહાભારતના જે પર્વ-વિભાગ-માં આવે છે તેનું નામ વનપર્વ. એ વનપર્વમાં નળ રાજાનું આખ્યાન આવે છે. એ આખ્યાન મૂળ વાતમાં ઉપાખ્યાન તરીકે ચતુરાઇથી વણી દેવામાં આવ્યું છે.

વનપર્વમાં કથા છે કે પશુપાતકાસ્ત્ર મેળવવા અર્જુન કૈલાસમાં ગયો છે, પડતાં દુઃખોને લીધે યુધિષ્ઠિર રાજાને ઉદ્વેગ થયો છે. તેવામાં બૃહદશ્વ ઋષિ પાંડવોને ત્યાં ચાતુર્માસ ગાળવા આવી ચઢે છે. તેમની સેવાચાકરી યુધિષ્ઠિર કરી રહ્યા છે, અનેક દુઃખના માર્યા એમને અર્જુનની પડેલી ખોટને લીધે અન્તઃકરણમાં ગ્લાનિ ઉત્પન્ન થઈ છે, આંખમાંથી આંસુ ગરે છે તે બૃહદશ્વના પગ પર પડતાં ઋષિ ચમકે છે અને યુધિષ્ઠિરને દુઃખનું કારણ પૂછે છે.

યુધિષ્ઠિર કહેઃ—

"સુખ સંતાપ વિના છું સૂનો, મુનિ હું પારથ પાખિ.
વન વસવું ને વિજોગ પડિયો, હું સરખો કો દુઃખી ?"

યુધિષ્ઠિરને સાંત્વન આપવા આના ઉત્તરમાં યુધિષ્ઠિરનાથી વિશેષ દુઃખી નળ દમયંતીનું આખ્યાન ઋષિ કહી સંભળાવે છે.

હિમાલયની તળેટીમાં નિષધદેશના વીરસેન રાજાને નળ અને પુષ્કર નામે બે પુત્ર થયા. વીરસેન પછી નળ રાજા થયો અને પુષ્કરે વનમાં જઈ તપ આદર્યું. નળ રાજા અને તેની પ્રજા સર્વ વાતે સુખી હતાં. પરંતુ રાજા પોતાના જેવી રૂપ ગુણમાં સમાન કન્યા નહિ

મળવાથી કુંવારો રહ્યો હતો. ટીખળી નારદ એક દિવસ તેની સભામાં જઈ પહોંચ્યા અને નર્મદાની દક્ષિણે આવેલા વિદર્ભદેશના રાજા ભીમકની કુંવરી દમયંતીની લ્હે નળને લગાડી. દમયંતીના વિરહથી દુઃખી થતો નળ એકદા શાંતિ શોધતો વનમાં ગયો, ત્યાં તેને મનુષ્યની વાચા બોલતો હંસ મળ્યો. એ હંસને ભાઈ કરી નળે રાજમહેલમાં આણ્યો. હંસે એક વખત પોતાની પત્નીને મળવા જવાની ઇચ્છા કરી, ત્યારે નળને દમયંતી સાંભળી. પોતાના દુઃખની વાત હંસને કહી. એટલે હંસે દમયંતી લાવી આપવાનું બીડું ઝડપ્યું.

હંસ ઉડીને વિદર્ભમાં આવ્યો, દમયંતીની વાડીમાં ઉતર્યો. જ્યાં દમયંતી સખીઓ સાથે દ્યૂત રમતી હતી ત્યાં બેસી નળના નામનું રટણ આદર્યું. દમયંતીનું ધ્યાન ખેંચાયું. જરા દમયંતીને શ્રમ પાડયા પછી, હંસ આપે કરીને તેના હાથમાં પકડાયો. દમયંતીના કહેવાથી નળના રૂપ ગુણનું વર્ણન કર્યું, અને દમયંતીમાં નળને માટે અનલ પ્રકટાવ્યો.

દમયંતીએ પોતાની માતા દ્વારા પિતાને કહેવડાવ્યું. પિતાએ સ્વયંવરની ગોઠવણ કરી. સકળ દેશના રાજાઓ અને સ્વર્ગના દેવો પણ કુંદનપુર આવી પહોંચ્યા. દમયંતી નળને પરણવાની છે એમ જાણી દેવોએ નળને પોતાના તરફથી માગું કરવા તેની પાસે મોકલ્યો. નળ ગયો અને નિઃસ્વાર્થપણે કામ કર્યું, પણ દમયંતી ડગી નહિ, એટલે દેવોએ પણ નળનું રૂપ ધારણ કરી સવારે સ્વયંવરમાં જવા નિશ્ચય કર્યો. એ સ્વયંવર કેવો હતો એની યોજના કેમ કરવામાં આવી હતી વગેરે બાબતનું વર્ણન હવે પ્રેમાનંદના શબ્દોમાં જ વાંચો.

## કડવું ૨૪.

**પૃ. ૨. વૈશંપાયન**—મહાભારતની કથા વૈશંપાયન નામના ઋષિ પાંડવના વંશ જ જનમેજય રાજાને કહી સંભળાવે છે એવી મહાભારતની યોજના છે. બૃહદશ્વની કહેલી કથા વૈશંપાયન ઋષિ કહી સંભળાવે છે. **રાજન**—જનમેજય રાજા. **સ્વયંવર**–( **સ્વયમ્**—પોતે+**વૃ**—પસંદ કરવું)

પ્રાચીન સમયમાં હિંદુ રાજાઓ પોતાની કન્યાઓ માટે સ્વયંવર રચતા. આમાં દેશ વિદેશના રાજકુમારોને આમંત્રણ આપવામાં આવતું. તેમાં બળ બુદ્ધિ આદિની પરીક્ષાની કંઈ યોજના થતી. એ કસોટીમાં પસાર થનારને રાજકન્યા વરમાળ આરોપતી. એટલે આમાં રાજકન્યાની પસંદગીનો પ્રશ્ન આવતો નહિ. પણ કેટલીક વખતે જ્યારે રાજકન્યા પોતે વરમાળ લઈ નીકળે અને સકળ નરેશમાંથી એકને પસંદ કરે ત્યારે સ્વયંવર યથાર્થ થતો. આમાં દમયંતી પોતે પસંદ કરેલો વર પરણે છે. **પડો**–( **સં. पटह** ) ઢોલ. લોકને જાહેર કરવાની એક પ્રાચીન પ્રથા એવી હતી કે એક જણ નગરના જુદા જુદા ભાગોમાં ઢોલ લઈ ફરે, ઢોલ વગાડી લોકને ભેગા કરે અને કહેવાની હકીકત જાહેર કરે. **વાજયો**–વાગ્યો. **ઉજમ**–( **સં–उद्यम** ) હોંશથી ઉજમનું જૂનું તૃતીયાનું એકવચન ઉજમિ છે. તેમાંથી 'ઈ' પ્રત્યય લોપ થઈ ઉજમ શબ્દ રહ્યો છે. **શીઘ્રે**–ત્વરાથી. **ભાઈ એ**–આ સંબોધન છે. રાજાઓ અંદરે અંદર વાતો કરે છે. **નોહે**–ન હોય–નથી. **અતિકાળ**–વિલંબ. **રંક... આગળથી**–ગરીબ તથા તવંગર સર્વે અગાઉથી જાય છે. **મળે...તેડે** –કેટલાકને શુભ શુકન આપો આપ મળે છે, બીજા કેટલાક હાથે કરીને શુભ શુકન થાય તેવા મનુષ્ય વગેરેને સામે બોલાવવાની યોજના કરે છે, અથવા એમ પણ અર્થ થઈ શકે કે શુકન મળે માટે સામેથી મનુષ્ય વગેરેને બોલાવે છે. **શુકન......ખેડે**–(શુભ) વચન બોલીને રથ હાંકે છે. **શુકન**–(૧) પ્રયાણ કરનારને મળતાં મંગળસૂચક ચિહ્નો. (૨) બોલ, વચન. શુકન વન્દે એમ પાઠ લઈએ તો બન્નેમાં શુકનનો પહેલો અર્થ થાય. **રથ ખેડે**–રથ હાંકે. સરખાવો, 'મને મારીને રથડા ખેડ બાળા રાજા રે.'

હવેની પંક્તિઓમાં સ્વયંવર મંડપમાં હાંફળા ફાંફળા જતા રાજકુમારોનું હાસ્યજનક બ્યાન આવે છે. **અલબેલા**–ફાંકડા. **ત્રાડે**–બૂમ પાડે. **છબ**–'છબ છબ' અવાજ. **ચરણરેણુ**–ચરણથી ઉડતી રેણુ. મધ્યમ પદલોપી સમાસ. ચરણની રેણુ. ષષ્ઠી તત્પુરુષ સમાસ પણ

લઈ શકાય. પગથી ઉડતી ધૂળ. પાઠભેદ–'વાહન પડયા ચાલ્યાનો છબ.' **અંક વળ્યો**–આડો આંક આવી રહ્યો, હદ થઈ ગઈ. **જાન**–અહિંયા જાનૈયાના અર્થમાં આ શબ્દ વપરાયો છે. **જ્યેષ્ટિકાદાર**–જ્યેષ્ટિકા–લાકડી અને દાર–વાળા લાકડીવાળા–છડીદાર, ચોપદાર. **તેડે**–સ્વાગત કરે. **કોણ**–શું, કેવી, અવર્ણનીય. **રસના**–જીભ. **કદલીસ્તંભ**–કેળના થાંભલા. **યશગીત**–પરાક્રમોનું બ્યાન કરતાં ગીત, બિરૂદાવલી. **બંદીજન**–ભાટ ચારણ. **મેગલ**–(**सं. मदगल.**) જેના કુંભ સ્થળમાંથી મદ ગળે છે તે–હાથી. **ઉન્મત્ત**–મસ્તાન. **નાનાવિધ**–જૂદી જૂદી જાતના. **દેવવૃંદ**–દેવોનાં વૃંદ–ષષ્ઠી તત્પુરુષ સમાસ. દેવોનાં ટોળાં. **છટા**–છાંટા. **ઝૂની**–(**सं. ध्वनि**) અવાજ. **ભાવંન**–ભાવતું–વખાણ. **અગર**–(**सं. अगुरु**)–ચંદન. **ઉવેખે**–ફેલાય, પ્રસરે. **અલેખે**–ન લેખું=અલેખું નયત. પુ. સ. ગણત્રી સિવાય, પુષ્કળ. **નટુઆ**–નટ. **નર્ત**–નૃત્ય. **સર્ત કહાડે**–સરત બકીને ચડસાચડસી કરે છે. પાઠ ભેદઃ–'ફરે ફુદડી કહાડે શ્રુત્ય.' **શ્રુત્ય**–સાંભળવા યોગ્ય (ગાયન). **ગર્વઘેલી**–ગર્વથી ઘેલી. તૃ. તત્પુ. સમાસ. **ધરા**–પૃથ્વી. **કોકિલસ્વરા**–કોકિલના જેવા સ્વર છે જેનો તે, બહુવ્રીહિ સમાસ. **અનંગ**–નથી અંગ જેને તે. નઞ્ બહુ. સ. કામદેવ. **અપ્સરા**–સ્વર્ગ સુંદરી–અહિં ગણિકાના અર્થમાં યોજાયો છે. **નગરી અમરા**–અમર નગરી–ઈન્દ્રપુરી. **નરચિત્તહરા**–નરોનું ચિત્ત–નરચિત્ત. ષ. તત્પુ. નરચિત્ત હરે છે તે, નરચિત્તહરા–ઉપપદ સમાસ. **ગાથા**–કવિતામાં ઉતારેલી કથા. **હાથા દેવાયા**–શુભ ચિન્હ તરીકે હાથના છાપા મારે છે તે. **ઝકઝોળ**–ઝબકોળેલાં, બોળીને રંગેલાં. **તંબોળ**–પાન. **વરવાં**–(**सं. विरूप**) બેડોળ. **સમાં**–ઠીકઠાક. **બોડ**–મુંડું થઈ–બોખું. **કોડ**–હોંશ. ઉમેદ. **આદ્ય**–પ્રથમ. **વતાં**–હજામત. **છર**–(**सं. क्षुर**) અસ્ત્રો. **ટાળે**–દૂર કરે. **રેપ**–રેખા. **મરડે મૂછ**–મૂછ મરડવી એ અભિમાનની નિશાન છે. **ચંત**–ચિત્ત–ઈચ્છા, મન. **ચૂંપાવી પળો**–પળીઆં (ધોળા વાળ) ખેંચાવી નાખે છે. **પ્રણિપત**–(**सं. प्रणिपात**) પ્રણામ. **ગળસ્થળ**–ગાલ. **ફોફળ**–સોપારી. **ગળોઠાં**

**ગલસ્થળ**—ગાલ. **કોઠાં**—કોઠાં જેવાં મુખ. **કાચમાં**—દર્પણમાં. **નૈષધ-પતિ**—નળ રાજા.

## વિવરણ.

વૈશંપાયન ઋષિ બોલ્યા, હે જનમેજય રાજા! હવે દમયંતીના સ્વયંવરનું બ્યાન સાંભળ. રાત્રે દાંડી પીટવામાં આવી તે સૌ સાંભળી, સવાર થતાં સૌ હોંશથી ઉઠયા. અંદરે અંદર બધા વાતો કરવા લાગ્યા કે હે ભાઈઓ, ભીમક રાજાએ તેડાં મોકલ્યાં છે. ચાલો સ્વયંવરના સમયે ઉતાવળથી જઇએ. આ વિલંબ કરવા જેવું કામ નથી, ઢીલ કરીશું તો મંડપમાં બેસવાની જગ્યા પણ નહિ મળે.

નગરની ભાગોળ આગળથી જ ઠઠ જામી, રાજા અને રંક સર્વે અગાઉથી જવા લાગ્યા; કેટલાકને શુભ શુકન સામા મળતા, તો કેટલાક હાથે કરીને શુભ શુકન સામા બોલાવતા, આમ શુકનમાં મળનારને નમસ્કાર કરીને રથ હંકારતા. ઉતાવળમાં મુગટ પડી જવા લાગ્યા અને માથાં ઉઘાડાં થવા માંડ્યા એથી પોતાના નોકરોને તિરસ્કારીને તેમના ઉપર ગુસ્સો કરવા માંડયો. અનેક ફાંકડા ઘોડેસ્વારો જતા હતા અને જેમ પાણી ખળ ખળ વહે તેમ તેમના અશ્વો રવાલમાં વેગથી ચાલતા હતા. રાજાઓના રથ એક બીજામાં ભરાવા લાગ્યા અને તેથી ચાલતા અટકયા. હાથીઓએ ચીસો પાડી અને તેથી ઘોડા ભડકવા લાગ્યા. પરિણામે ઘોડેસ્વાર ઘોડા પરથી ગબડી પડયા, અને તેમનો કયાંય પત્તો લાગતો નહોતો. ચાલતાં અને અથડાઇને પડી જતાં વાહનોનો અવાજ વાતાવરણમાં ફેલાયો, અને પગથી ઉડતી ધૂળ વડે આકાશ છવાઈ ગયું. ઢોલ નોબતના ડંકા ખુબ થવા લાગ્યા અને પાર વગરની અકળામણ સૌને થવા લાગી. સર્વે જનારા દમયંતીનું રટણ કરતા હતા. હરકોઈ માણસ પોતાને વરરાજા સમજતો એટલે જાનૈયામાં કોઈ નહોતું.

રાજા ભીમકની પ્રજા, મંડપના દ્વાર આગળ સ્વયંવર જોવાને માટે એકઠી થઈ હતી. બારણા આગળ છડીદારો ઉભા હતા, તે સૌ

આવનારને તેમના દરજ્જા પ્રમાણે સત્કારતા હતા. રાજાઓ ડાહ્યા-ડમરા બનીને મંડપમાં પેઠા અને પોતાનાં નામ વાંચી પોત પોતાને આસને બેઠા. દરેક રાજા પાસે એક મંત્રી, એક સામાન્ય નોકર અને એક ખીદમતદાર એમ ત્રણ હજુરી હતા.

મંડપની શોભા અને વ્યવસ્થા અવર્ણનીય હતાં. મારી એક જીભથી તેનું યથાર્થ વર્ણન નહિ થઇ શકે. બારણા આગળ કેળના થાંભલા રોપ્યા હતા, અને હારબંધ બેઠકો ગોઠવેલી હતી, જેમ મસ્તાન મદગળતા હાથી ડોલતા હોય તેમ ભાટ ચારણો ડોલતા ડોલતા બિરદાવળી બોલતા હતા. આસપાસ જાતજાતનાં દેવોનાં ચિત્રો ચીતરેલાં હતાં, તે જાણે કે સાક્ષાત્ દેવોનાં ટોળાં જ સ્વર્ગમાંથી ન ઉતરી આવ્યાં હોય એમ લાગતું હતું. અબીલ ગુલાલના છાંટા ઉડતા હતા; ઢોલ, ઘુઘરા અને ઘંટ વાગતાં હતાં. સભામાં મોટા ઋષિઓ બેસીને વેદોનો ધ્વનિ કરતા હતા. પવિત્ર યતિઓ અને યોગીઓ પણ હતા. ભાટ ચારણો રાજાને ભાવતાં વખાણ ગાઈ સંભળાવતા હતા. રાજાને માથે છત્રી ધરવામાં આવેલી હતી, અને ચમરી ઢોળવામાં આવતી હતી. એના મુગટમાં મણિ ચકચકતાં હતાં. વળી ત્યાં અગર, ચંદન અને ધૂપની સુગંધ પ્રસરતી હતી, તથા અસંખ્ય વાદ્યોના અવાજ સંભળાતા હતા. નટલોકો નાચ કરતા હતા; અને ગોળ ફુદડી ફરતા ગાયનના સૂર કાઢતા હતા. ઉન્મત્ત ગણિકાઓ નાચતી હતી, તેમની ઘુઘરીના ઝંકાર થતા હતા. તેમના પગની લાલચોળ પાની પૃથ્વીને અડતાં પૃથ્વી શોભી ઉઠતી અને કાંકણ તથા ઘુઘરા રણકતા અપ્સરા સમાન શોભતી તે ગણિકા કોયલ કંઠે ગાઇને રાજાઓના કામને ઉદ્દીપ્ત કરતી હતી. આ મનોહારી સ્ત્રીઓ નૃત્ય કરતી તેથી આખો મંડપ જાણે ઈંદ્રપુરી હોય એમ દીપતો.

જે જે રાજા અંદર આવી ગયા તે સૌનો ભીમક સત્કાર કરતો હતો. ગાનારીઓ ગીત અને કથા ગાતી હતી. મંડપના દ્વારે તોરણો

બાંધ્યાં હતાં અને કંકુના છાપા માર્યાં હતા. આવનાર રાજાઓનાં વસ્ત્ર કેસરમાં તરબોળ હતાં; પોતાને આસને બેસીને પાન ચાવતા હતા. સૌ કોઈ પોતાને વર સમજીને શરીરનાં બેડોળ ગાત્રને ઠીકઠાક કરીને બેઠા.

સુકા લાકડાના થડ જેવા ક્ષુદ્ર શરીરવાળાને પણ દમયંતી જોડે પરણવાની હોંસ હતી. બાળક, યુવાન અને વૃદ્ધ સૌને દમયંતી અમને પરણશે એમ શ્રદ્ધા હતી. કોઈ કહેતા કે અમે કુલીન વંશના છીએ, કોઈ કહેતા કે અમારૂં કુલ અગ્રગણ્ય છે. આમ આશા અને અભિમાનથી ભરેલા રાજાઓએ રૂઆબમાં માથે વાંકા મુગટ મૂકયા હતા. ઘરડા પુરુષોએ નાના વર જેવા દેખાવા યત્ન કર્યો હતો. તેમને હજામત કરાવતાં અસ્ત્રા વાગ્યા હતા. તન મન સૌ દમયંતીને અર્પણ કરી ચૂકેલા એ રાજાઓ મુખ આગળથી દર્પણ બીલકુલ દૂર કરતા ન હતા. કેટલાક કપાળમાં તિલક કરતા હતા; કેટલાક અંદરે અંદર ઈર્ષ્યા કરતા હતા. પોતપોતાના રૂપની માંહો માંહે પૂછપરછ કરી અભિમાનમાં મૂછ મરડતા હતા. જેમના દાંત પણ પડી ગયા હતા, અને ડાચાં બેસી ગયાં હતાં તેમને ય દમયંતીને પરણવાની ઇચ્છા હતી; એટલે પળીઆં ખેંચાવી કાઢીને આવ્યા હતા. જોશીને પ્રણામ કરીને અગાઉથી હસ્તરેખા અને જન્મપત્રિકા બતાવી આવ્યા હતા. અને જો દમયંતી મને પરણશે તો હું તમને પગે લાગીશ એમ જોશીને કહ્યું હતું. જેમના ગાલ બેસી ગયા હતા, તેમણે મુખમાં બે બાજુ બે સોપારી રાખી હતી. આવી રીતે ઉંચા કરેલા ગાલ કોડા જેવા જણાતા, તેને એ ઘેલા લોક દર્પણમાં નિહાળતા હતા.

આ પ્રમાણે સૌ દમયંતીને પરણવાની પૂરી આશા રાખી બેઠા હતા. પણ દમયંતી તો નળની જ રાહ જોતી હતી. એટલે તેણે પોતાની દાસીને કહ્યું કે નળરાજાના આવ્યા વિના હું મંડપમાં આવનાર નથી.

**નોંધ:—**પ્રસ્તુત કડવામાં પંક્તિ ૫–૧૩ માં સ્વયંવરમાં જતા રાજાઓનું વર્ણન છે. પંક્તિ ૧૯–૩૩ સ્વયંવરના મંડપનું વર્ણન છે. પછી છેલ્લે સુધી પરણવા આવેલા રાજાઓની તૈયારીઓનું વર્ણન છે.

## કડવું ૨૫.

**પૃ. ૪. ઓચરે**–બોલે છે. **વૈદર્ભી**–વિદર્ભ દેશના રાજાની કુંવરી, દમયંતી. **શ્રીકાર** ( શ્રી=લક્ષ્મી ) લક્ષ્મી સમાન સુંદર.

**પૃ. ૫. કૃષ્ણાગર**–( **कृष्णागुरु** ) ગોરૂં ચંદન. **વાસવર્ધન**–વાસનું વધારનારૂં. **મુકતાપરજંન (मुक्तापर्जन्य)** મોતીનો વરસાદ. ૫. તત્પુ. સ. **ઉદયો**–ઉદય–ઉત્પન્ન–થયો. **ભેરીનાદ**–સરણાઈ ઓનો અવાજ. **કિંકરી**–( નાચનારી ) દાસી. **માનુની**–( **मानिनी** ) અભિમાની ( સ્ત્રી ). **સુભટ**–યોદ્ધા. **સાજ ધરે**–તૈયારી કરે છે. **પ્રેમપાશ**–પ્રેમ એજ પાશ. કર્મધારય સમાસ, પ્રેમ રૂપી ફાંસો=જાળ. **પ્રેમદા**–પ્રેમ આપે છે તે. ઉપપદ સમાસ. સ્ત્રી. ખરૂં જોતાં મૂળ સંસ્કૃત **प्रमदा** છે. **મંડપ ક્ષેત્ર**–મંડપ એજ ક્ષેત્ર. કર્મધારય. મંડપ રૂપી ખેતર. **ભ્રકુટી ધનુષ**–કર્મધારય. ભમર રૂપી ધનુષ–કામઠું. ભ્રૂકુટી પણ ધનુષની માફક અર્ધચંદ્રાકાર હોય છે. **વૃષ્ટ**–વૃષ્ટિ, વરસાદ. **દષ્ટેદષ્ટે**–નજરેનજર. શર શબ્દ વાજે–(વાંકા વળીને જોતા રાજાઓના ) ધનુષ બાણ ખખડતાં હતાં.

### વિવરણ.

**પૃ. ૫. માનપૂરણ...બંન્યો નેત્ર**–અભિમાનથી ભરેલી દમયંતી મંડપમાં બિરાજેલા રાજાઓને મોહિની લગાડવા, સ્વયંવર રૂપી યુદ્ધક્ષેત્રમાં આવેલા એ યોદ્ધાઓને જીતવા તૈયારી કરતી હતી–હથિયાર સજતી હતી. મંડપ રૂપી ક્ષેત્રની અંદર પાથરવાને પ્રેમ (મોહિની શકિત) રૂપી જાળ એ પ્રેમદાએ લીધી. પોતાની ભમર રૂપી ધનુષ ખેંચીને તેમાં બે આંખ ( તીરછી નજર ) રૂપી બાણ ચઢાવ્યાં.

## કડવું ૨૬.

**પૃ. ૬. નાક ભાગાં**–આબરૂ ગઈ; ઝંખવાણા પડયા.

**નૈષધભાણ**–નૈષધ (દેશ)માં સૂર્ય જેવો. કર્મધારય. નૈષધ (રાજા) એ જ સૂર્ય. **અનંગનું અંગ**–કામદેવનું શરીર, મૂર્તિમંત કામદેવ. **ઉદ્યોત**–પ્રકાશ, તેજ.

**પૃ. ૭. પેર (प्रकार)**, પેરે, માફક, તૃતીયાનો પ્રત્યય 'એ' લુપ્ત થયો છે. **અરગજો**–(**अगुरु**) ગોરૂચંદન. **ફંદ**–ફાંસો. **નાસા**–નાસિકા, નાક. **પંચ**–નળરૂપ ધારી ચાર દેવ, અને પાંચમો નળ.–**ગજમુક્તા**-હાથીના ગણ્ડસ્થળ ( લમણા ) માંથી નીકળતાં કહેવાતાં મોતી.

**કુંજર શુંડાકાર**—કુંજરની શુંઢ–કુંજરશુંડ. ષ.તત્પુ. કુંજરશુડ જેવા છે આકાર જેનો તે. બહુવ્રીહિ. **નાભિકમળ**–કર્મધારય, ડુંટીરૂપી કમળ. **કુંજરકાળ**–હાથીનો સંહારક, સિંહ. **નિર્વાણ**–નક્કી. **વિખાણ** (**व्याख्य न**) વર્ણન, બ્યાન. **ભાણ**–(**भानु**) સૂર્ય. **વાય** (**वात**) પવન.

**પૃ. ૮. મેર**–મેરૂ પર્વત. **ઐશ્વર્ય**–પ્રતાપ. **એકઆસન**–એકાસન, પાલખી; **ઊચલી**–ઊંચકીને.

### વિવરણ.

**વાગો...દમયંતીનો પ્રાણ**. નળ આવ્યો. એ નળ આવ્યો એવી બૂમથી આખો સ્વયંવર મંડપ ગાજી રહ્યો. સૌ રાજા ઝંખવાણા પડયા. સૂર્ય ઉગતાં તારાનું તેજ ઝાંખું પડે તેમ નૈષધપતિ નળ રૂપ સૂર્ય ઉગતાં સર્વ રાજાઓ તારાની માફક ઝાંખા પડી ગયા. નળનું તેજ અપાર હતું–જાણે મૂર્તિમંત કામદેવ જ આવ્યો. એનો દેહ જાણે સોનાના રંગે રંગ્યો હોય એવો દીપતો હતો, ઝગઝગતા તેજ માફક પ્રકાશતો હતો. એના મુગટ પર પ્રકાશ ઝળહળતો હતો. સૂર્યના જ્યોતિની માફક એનાં કુંડળ લહેકતાં હતાં. આખા ડીલે ચંદન

મ્હેકી રહ્યું હતું. એનું મુખ તે જાણે પૂર્ણિમાનો ચંદ્ર ખીલી રહ્યો છે. એની આંખો તો જાણે કામદેવની મોહિની નાખવાની જાળ. એનું નાક તે જાણે પોપટની ચાંચ. એના ગળામાં મોતીનો હાર હતો; એના હાથ હાથીની સૂંઢ જેવા લાંબા ( આજાનબાહુ ) હતા. એનાં છાતી અને નાભિ શોભી રહ્યાં હતાં. એની કેડ સિંહની કેડથી પણ પાતળી હતી. વાઘની ગતિએ ચાલતો, દમયંતીના પ્રાણ રૂપ એવો નળરાજા મંડપમાં આવી પહોંચ્યો.

નોંધઃ—ઉપર વિવરણમાં આપ્યા મુજબનું નળના શરીર સાંદર્યનું વર્ણન છે. કડવાના બાકીના ભાગમાં નળના ગુણોનું વર્ણન છે.

## કડવું ૨૭.

**આસન**—એકાસન, પાલખી.

પૃ. ૯. **બનયા**—તનયાની જોડે પ્રાસ મેળવવા માટે યોજ્યો છે. બની ઠની. **નરાંગના......ચૂરણા**—પૃથ્વી અને સ્વર્ગની સુંદરીઓમાં રૂપને માટે અભિમાન ધરાવનારી સર્વ સ્ત્રીઓનાં મનના ફાંકાનું દલન કરવા વાળી દમયંતી. **દુઃખ મોચનો**—દુઃખમાંથી છોડવવા વાળી. **મૃગલોચની**—મૃગના જેવાં લોચન છે જેનાં તે. બહુવ્રીહિ સમાસ. અણીઆળાં લોચન સૌંદર્યની નિશાની ગણાતાં હતાં. **લક્ષણ**—શરીર ઉપરના સામુદ્રિક ચિહ્નો. **નિજ મન ઉલાસી**—પોતાના મનમાં ઉલ્લાસ—આનંદ ધરનારી. **વેણુવાસિક**—વાસુકિવેણી, વાસુકિ જેવી વેણી છે જેની ( દમયંતી ) બહુવ્રીહિ સમાસ વાસુકી નામનો એક પ્રખ્યાત નાગરાજા થઈ ગયો. તે ઉપરથી કાળા સર્પના અર્થમાં અહિં આ શબ્દ યોજ્યો છે.

**અલક**—(૧) વાળનું ગુંછળું (૨) વાળ.

**અલક લટ વિલસંતિ**—(૧) અલકની લટ વડે વિલસતી—દીપતી. (૨) અલકની લટને વિલસાવતી—ફરફરાવતી **સુધા સિંધુ**—અમૃતનો દરીઓ

ઇંદુ=ચંદ્ર. **ભ્રૂકુટી...ગુંજ છે**—તેની બે ભમરો તે જાણે બે ગુંજતા ભમરા છે. **અમલ**—નથી મલ જેમાં તે. નઞ્ બહુવ્રીહિ સમાસ. સ્વચ્છ. **જુગ્મ કમલ**—કમલ જુગ્મ—કમળનું જોડું. **કુંજ**—લતામંડપ. **ખંજન**—એક જાતનું પક્ષી. **મીન**—માછલી. **દ્વૈ**—બે. **નાશ્યા**—પ્રકાશ્યાની જોડે પ્રાસ માટે કરેલું 'નાસા' નું રૂપાન્તર—નાક. **મન લીધલાં**—મન હરી લીધું, ગર્વ ઉતાર્યો. **દાડમ બીજદંત**—દાંત જાણે દાડમની કળી. **ચિબુક**—હડપચી અને નીચલો હોઠ વચ્ચેનો ખાડો. **મધુકર**—ભ્રમર. **ગલુબંધ**—ગળે પહેરવાનું ઘરેણું. **જુગતા**—યુક્ત, ઘટતા. બંધબેસત્તા. **અવળ**—(૧) અવલ—પ્રથમ, ઉત્તમ. (૨) નહિ વળેલા, સીધા લાંબા. **અંબુજ**—અંબુ ( પાણી )માં જન્મે છે તે. ઉપપદ. કમળ સરખાવો. તોયજ, પંકજ. **મૂલે**—મૂલ્યમાં, કિંમતમાં. **ફળી**—શિંગ સરખાવો: ચોળા-ફળી. **પુખરાજ**—પોખરાજ. એક જાતનો કિંમતી લાલ હીરો. **સાજ**—(શણગારની) સામગ્રી. **વિષધર**—વિષને ધારણ કરે છે તે. ઉપપદ—સર્પ. **ગુછ**—ગોટો (ફુલનો). **ઉદૈ**—ઉગે છે, દીપે છે. **કુચ**—સ્તન. **રુદે**—છાતી ઉપર. **કુંજરકુંભસ્થળ માન**—કુંજરના કુંભસ્થળ, કુંજર કુંભસ્થળ માન ( પ્રમાણ ) છે જેનું. તે. બહુવ્રીહિ.—હાથીના કુંભસ્થળ જેવાં. ભરાઉ, કઠણ, અને ઉન્નત એવો અર્થ છે.

**પૃ. ૧૦. લલિતા**—સુંદર. **સલિતા**—સરિતા નદી. **પોયણપાન**—કમળનું પાંદડું. કોમળતા બતાવવાના હેતુથી આ શબ્દ વપરાયો છે. **લંક**—પાતળી કમર. **મેખલા**—કટિમેખલા, કંદોરો. **ઝંગ**—ઝાંગ. **રંભા**—(૧) કેળ (૨) સુંદર સ્ત્રી, ષષ્ઠીનો પ્રત્યય અધ્યાહાર. **કદળી**—કેળ. **સ્તંભા**—થાંભલા. **સુખપાલ**—એકાસન, પાલખી. **ઢૂંકિ**—ઢૂંકે છે. નજીક જાય છે. **મૂકિ**—છોડે છે. **અણવટ**—અંગૂઠિયાં. **ફુલેલ**—અત્તર. **છૂટેદાર**—પુષ્કળ, **રાજતી**—શોભતી. **લોલક**—ઝુલતું, લટકતું, લટકાળું. **ઢોળક**—ઢોળતી, હલાવતી. **વાજતી**—વાગે. **બંદણી**—સ્ત્રી બંદીજન. **પંચકામબાણ**—કામદેવના પાંચ પુષ્પોના બાણ છે. ૧ અરવિંદ (૨) અશોક (૩) નવમલ્લિકા, (૪) આંબામોર (૫) નીલોત્પલ. આમ પાંચ બાણ તેની

પાસે છે માટે તેને પુષ્પધન્વા અથવા કુસુમશર પણ કહે છે. **રુખિયા**—એકનસીઆ, હઠીલા. **મીટ**—નઝર. દૃષ્ટિ.

**કો મિટ...સાંધિયા**=દમયંતીની નઝર સાથે પોતાની નઝર સાંધી શક્યા નહિ. તેમનું તારામૈત્રક રચાયું નહિ. **શકે—~~શંકેમન્યે ધ્રુવંકોચિ~~**= જાણે કે. **કાળ**—કાળે, યમ રાજાએ. **ચિત્ર લખિયા**—ચિત્રમાં લખેલા. ચિતરેલા. સપ્તમી. તત્પુ. **નરતા**—મનુષ્યત્વ. માણસાઈ, શરમ.

**નવગ્રહે**—નવે ગ્રહ જાણે જન્મકુંડળીમાં નવ ગ્રહને કોપાયમાન થઈને નુકસાન કરે એવી સ્થિતિમાં બેઠા છે. **લીજે**—સરખાવો હિંદી લીજિયે. **કીજે**=કીજિયે. **વેહુવા**—વિવાહ. લગ્નસંબંધ. **ગૌર**—ગોરાં.

**તૃણ માત્ર**=ઘાસ બરાબર, તુચ્છ. **લેખતી**—ગણતી. **ઉવેખતી**—(**સં. ઉપ+ઈક્ષ**)—ઉપેક્ષા કરતી, અવગણના કરતી.

## વિવરણ

**પૃ. ૯.** ભીમકરાજાની એ દીકરી રૂપેરંગે પૂરી બની ઠણી અતિ મનોહારી બની હતી; પૃથ્વીના મનુષ્યો અને સ્વર્ગના દેવો એ સૌની માનિતી સુંદરીઓના મનનો ફાંકો ઉતારે એવી હતી. એને જોતાં જ સૌ દુઃખ દૂર થતાં, એવી એ હરણના જેવાં ચપળ નેત્રવાળી, રમ્ય અને શરીરે શુભ સામુદ્રિક ચિહનોવાળી એ દમયંતી નિજાનંદમાં મગ્ન હતી. એનો **ચોટલો** વાસુકિ નાગ જેવો લાંબો અને કાળો હતો, અને એના ભાલ આગળ વાળની કોઈ લટ ફરફરતી હતી. હાથે અનિષ્ટ નિવારક રક્ષાબંધન કર્યું હતું, **માથું** ફૂલથી અને સેંથો સિંદુરથી શોભતાં હતાં; **કાને** ચળકતા રત્નવાળી ઝાલ ઝબુકતી હતી. તે જોઈ રાજાઓનાં મન લોભાયાં.

અમૃતના સાગર સમાન તેનું **મુખ** જાણે ચંદ્રમા હોય એમ દીપતું. તેનાં બે નિર્મલ **નેત્રો** તે જાણે કમળની જોડી અને એની ભમરો તે જાણે કમળ પર ગુંજતા ભમરા, એવી એની દેહલતા વિસ્તરીને મંડપરૂપે શોભતી હતી. આંખમાં કાજળ આંજ્યું હતું, અને એની ચપળ અને અણીઆળી આંખો જાણે ખંજન પક્ષી. એનાં નેત્રની ચપળતા મત્સ્યથી અને

મૃગથી પણ અધિક હતી. એ આંખમાંથી એણે કટાક્ષરૂપી બાણ ફેંક્યાં, જેના ઘાથી સૌ શૂરવીર રાજાઓ ઘવાયા. મસ્ત આંખે ચારે બાજુ દૃષ્ટિપાત કરતી હતી. તેના **કપાળ** ઉપર તિલક કરેલાં હતાં. સુવર્ણ જેવી સુંદર અને ચકચકતી એની **નાસિકા** એવી તો દીપી ઉઠતી કે જાણે એક સામટા અનેક દીવા પ્રગટયા. આવું સુંદર દમયંતીનું નાક નિહાળી પોપટોએ પોતાની ચાંચની સુંદરતાનું અભિમાન ત્યજી દીધું. (હેમનાસ્યા એટલે હેમની—સોનાની બનાવેલી નાસિકા નહિ, પણ સુવર્ણના જેવી કાંતિવાળી નાસિકા સમજવી. સરખાવોઃ—વેલ જાણે હેમની અંવેવ ફુલે ફુલી.) એનાં **દાંત** તે જાણે દાડમની કળી. તેની **જીભમાંથી** અપાર અમૃત —મિઠાશ ઝરતી. અને એની **ચિબુક** ઉપર એક તલ હતો તે જાણે કપાળ પર બેઠેલા નાના ભમરા જેવો શોભતો. કંઠમાં પહેરેલો ગળુબંધ એના કંઠને અનુરૂપ હતો; હારમાં વચ્ચે વચ્ચે માણેક શોભતાં હતાં. એના સીધા સુંદર **હાથે** પહેરેલાં કમળ રૂપી (અથવા, કમળ જેવાં) બાજુ-બંધનાં ફૂમતાં ઝૂલતાં હતાં. હાથમાં પહેરેલાં ચુડી કંકણનો રણકાર થતો હતો, ને હાથમાં ભારે મૂલ્યવાન વીંટીઓ પહેરી હતી. તેની **આંગળીઓ** મગની શીંગ જેવી લાંબી, પાતળી શોભતી હતી. લાલ **નખમાંથી** તેજ નીકળતું તે જાણે રાતો પોખરાજ જોઈ લ્યો. એણે વિવિધ શણગાર સામગ્રી (અલંકાર) સજી હતી, તે ઉપર રમ્ય પુષ્પોના હાર પહેર્યાં હતા. એની **કટિ** પર વાળની લાંબી સેર પડેલી હતી તે જાણે કોઈ સાપ પય (દૂધ) પીવા આવ્યો ન હોય એવી લાગતી હતી. એના વૃક્ષઃસ્થલમાં ફુલના ગુચ્છ સમાન **સ્તન** વિરાજતા હતા, તે હાથીના ગંડસ્થળને કાઠિન્ય અને ભરાવમાં મળતા હતા. એ સુંદર વેણી તે જાણે વહી રહેલી નદી અને **પેટ** તે એ નદીમાં પોયણાનું પાન. જ્યારે એની કેડનો કાંઈ અનેરો વાંક વાળતી ત્યારે તેની કટિ મેખલાની ઘુઘરીઓ ઝણઝણાટ શબ્દે ગાન કરતી. તે સુંદર સ્ત્રીની બે **જાંઘ** કેળના સ્તંભ સમાન ગોળ અને સુંવાળી હતી. અને એ ઘડીકમાં ગજ ગતિએ ને ઘડીકમાં હંસ ગતિએ ચાલતી.

એકાસનમાંથી ઉતરીને ધીમે પગલે રાજાની નજીક જવા લાગી, તે વેળા તેનાં પગનાં ઝાંઝરનો ઝણકાર થયો અને અંગુઠીઆં તથા ઘુઘરીઓનો ઘનઘોર અવાજ થવા લાગ્યો. તેનાં અમૂલ્ય રેશમી વસ્ત્રો ઉપર છૂટે હાથે અત્તર છાંટેલું હતું. તેની આગળ ધૂપ થતો હતો અને માથે ચમરી ઢળતી હતી. વચ્ચે રસીલી રમણી શોભતી હતી. પાસે અંગ લહેકાવીને મૃદંગ વિણા વગાડતી સ્ત્રીઓ મનોહર ગાન લલકારતી-હતી, અને સ્ત્રી બંદીજનો યશોગાન ગાતી હતી. આગળ અનેક છડીદાર ચાલતા હતા.

દમયંતીએ પુષ્પધન્વાનાં પાંચે બાણ ચઢાવીને રાજકુમારોના હૃદયમાં માર્યાં, એથી સૌ ભૂપ ભરમાઈને મોહ રૂપી કુવામાં પડયા -દમયંતીના પ્રેમના ફાંસામાં ફસાયા.

દમયંતીનું ધ્યાન ખેંચવાને કેટલાક રાજપુત્રો પોતાના સ્થાનકમાં હાલી ઉઠયા, અને હઠીલા બની રીસ ચઢયા જેવું મુખ કર્યું પણ દમયંતીના નેત્રની તેમના નેત્ર જોડે તારામૈત્રી રચાઈ નહી. કોઈ તો ખોંખારા કરી દમયંતીના રસ્તામાં વચ્ચે આવ્યા, પણ દમયંતીએ સામું સરખું જોયું નહિ. જાણે યમદેવે ઝડપી લીધા હોય તેમ કેટલાક રાજપુત્રો આસનથી લથડી નીચે પડયા, અને કેટલાક ચિત્રમાં ચિતર્યા હોય તેમ સ્તબ્ધ થઈ ગયા, કોઇ તો વળી વળીને નમવા લાગ્યા. કોઈ રાજપુત્રો દમયંતી પાસે દોડતા ગયા, તેમના શિરપરથી મુગટ ખસ્યા તે પાછળથી સેવકોએ પકડી લીધા. માણસાઈ છોડીને મને વરમાળા પહેરાવો એમ કહીને પોતાની ડોક લાંબી કરવા લાગ્યા. પડી ગયેલા મુગટને ફરી બાંધવા લાગ્યા; પણ દમયંતીના પ્રેમના ફંદમાં ફસાયેલા રાજપુત્રો આ વખતે બીલકુલ રીસ કરતા નહોતા-કોપ ધારણ કરતા નહોતા. (સરખાવો; કરે તિરસ્કાર સેવકપર રીસ, પડે મુગટ ઉઘાડાં શીશ. કડવું ૨૪. )

**નોંધઃ**—આ કડવામાં દમયંતીના અવયવોનું ક્રમશઃ વર્ણન (બ્લેક ટાઇપમાં અંગના મુખ્ય ભાગો આપેલા છે તે ધ્યાનમાં રાખો.) કરેલું છે. રાજાઓની ઘેલછાનું અહિંઆં કરેલું વર્ણન ઘણું હાસ્યજનક છે.

## કડવું ૨૮

**પૃ. ૧૧. નૈષધરાયતણી**—નૈષધ રાજા માટે. ચતુર્થીના અર્થમાં ષષ્ઠી વિભક્તિનો પ્રયોગ. જવાની ઈચ્છા–જવા માટે ઈચ્છા. **સંચ**–યુક્તિ. **ખોટો સંચ**–છળકપટ. **અવરથા**–વૃથા, ફોગટ. 'અ' લખવા છતાં પણ અર્થમાં નકાર નથી. સરખાવો. લોપ, અલોપ. **રહ્યું**–જતું રહ્યું. **ધરા**–પૃથ્વીમાં. સપ્તમીનો પ્રત્યય અધ્યાહાર. **ચેષ્ટા**–ચાળા. **વિપરીત**–ઊલટું. હોવું જોઈએ તેથી વિરૂદ્ધ, અનિષ્ટ. **કૌતક**–અદ્‌ભુત બનાવ. **શકે**–હું એમ ધારૂં છું કે. **નિરાધાર**–ચોકસ, નક્કી. **નળને આકાર**–નળના આકારે. ષષ્ઠીના 'ના' પ્રત્યયમાં 'આકાર'નો સપ્તમીનો એ મળીને 'ને' થયો છે. **પરીક્ષા**–કસોટી. **નિમેષ**–પલકારો. **ચક્ષ**–આંખોનો **વીરજવસ્ત્ર**–વિગત છે રજ જેમાંથી તે બહુવ્રીહિ. વીરજ છે વસ્ત્ર જેનાં તે. બહુવ્રીહિ સમાસ. સ્વચ્છ વસ્ત્રવાળા. **અંતરીક્ષ**–ભૂમિથી અદ્ધર.

**પૃ. ૧૨ અળગા કરે**–દૂર ખસેડે, **સંચન આવે**–યુક્તિ બર ન આવે, અફળ જાય. **ફરીફરી**–વારંવાર. **હુતાશન**–હુત (આહુતિ) છે અશન (ભોજન) જેનું તે. બહુવ્રીહિ સમાસ. અગ્નિદેવ. **શાપ્યો**–શાપ આપ્યો. કર્મણિ પ્રયોગ. ક્રિયાપદ 'શાપ્યો'નો કર્તા 'ઈન્દ્રે' છે છતાં તેનું રૂપ કર્મ, 'હુતાશન'ને અનુસરતું છે. દા. ત. રામે ખીચડી ખાધી, તેમાં 'રામ' નર જાતી હોવા છતાં ક્રિયાપદ 'ખાધી' નારી જાતિમાં છે, કારણકે કર્મ ખીચડીની નારી જાતિ છે. આજ વાક્ય કર્તરિ પ્રયોગમાં મૂકીએ તો 'રામ ખીચડી ખાઈ ગયો' એમ થાય. અહિંયાં કર્તરિ પ્રયોગમાં કર્તા અને ક્રિયાપદની જાતિ એક છે. પરંતુ કર્મણિ પ્રયોગમાં કર્મ અને ક્રિયાપદની જાતિ એક હોય છે. સરખાવો 'ધર્મે અંતર ઈચ્છયું એવું.' **રીંછ મુખ**–રીંછના જેવું મુખ છે જેનું તે. બહુવ્રીહિ સમાસ. **માંજાર મુખો**–બહુવ્રીહિ સમાસ. **માંજાર**–બિલાડો. **ધર્મ**–યમ રાજા. **વાધાવેધ**–વાદવિવાદ, ચડસાચડસી. પાઠભેદ. ખાધાવેધ

એટલે શત્રુવટ, ઈર્ષા. **હસાવો લોક**–આગળ આવી ગયું છે કે 'તું વિણ પંચ ન દેખે કોય' છતાં અહિંયાં જમ કહે છે કે લોકમાં હાંસી કરાવવાનું પ્રયોજન શું? તે મુજબ હાંસી–દમયંતી બીજાઓને વાત કરે તે ઉપરથી થઈ શકે. 'રીંછ વાનર શ્વાન મોજાર, કન્યા કહે વર રૂડા ચાર.' ઉપરાંત હાંસી કરનાર લોક દેવલોક પણ ખરા. આ રીતે મનુષ્ય લોકમાં અને દેવલોકમાં હાંસી થવાની બીકથી તેમણે આપેલા શાપ ફોક કર્યા.

**ફોક**—( દેશ્ય શબ્દ ફુક્ક ઉપરથી) મિથ્યા, ફોગટ. સરખાવો 'વિવાહ ફોક કરવો.' **પંચનળી**–શુદ્ધ પાઠ 'પંચનળિ' હોવો જોઈએ. પંચનળિ–પાંચે નળ. 'પણ'ના અર્થના 'એ' પ્રત્યયનું જૂનું રૂપ 'ઈ' છે. વ્યત્યયથી પંચિનો 'ઈ' પ્રત્યય નળને લાગ્યો છે. **ઉવેખીએ**–(ઉપેક્ષ્) અવગણીએ, ટાળીએ. **ઘણું**–અવિકારી વિશેષણ તરીકે ઉપયોગ સરખાવો. '**કોણ** રૂપમંડપની રચના.' 'કોણ' અવિકારી વિશેષણ છે. 'આ બાગ **શું** સુંદર છે' 'આ બાગ **શો** સુંદર છે.' 'શું' વિકારી તેમજ અવિકારી વિશેષણ છે. તે પ્રમાણે સાધારણ રીતે વિકારી હોવા છતાં અહિં 'ઘણું' અવિકારી છે. **માન મુકાવે**–મદ ઉતારે. સ્વાભિમાન હણે. સરખાવો 'મામ (મમત્વ) ન મૂકીએરે'–સુદામા ચરિત્ર. **કરને–ઘસે**–હાથ ઘસે છે. નિરાશ થાય છે. **સખી**–'હસે' ક્રિયાપદનો કર્તા છે. **ગુણગ્રામ**–ગુણનો સમૂહ–જથ્થો. સરખાવો. 'ઈન્દ્રિય ગ્રામ.'

**પૃ. ૧૩. અંતરીક્ષ**–આકાશ, સ્વર્ગ અને પૃથ્વી વચ્ચેની ખાલી જગ્યા. **ઈંદ્રાણિ આદે**–ઈંદ્રાણિ છે આદિ (પ્રથમ) જેમાં તે. બહુવ્રીહિ સમાસ.

**ભરતાર** ભરતારે. તૃતીયાનો પ્રત્યય લોપ થયો છે કર્મણિ પ્રયોગ છે.

**ભારેખમ**–મહાન. **અલ્પ જીવ**–( દેવની સરખામણીમાં) નાના જીવ, નાનાં પ્રાણી. 'ભારેખમ'થી વિરુદ્ધ. 'અલ્પજીવ.' **અમ**–અમે. **જમ**–યમદેવ, મૃત્યુદેવ. **જરા**–વૃદ્ધાવસ્થા. **પૂજનિક**–(**સં. પૂજનીય**)

પૂજવા યોગ્ય. **ઉપાસિયે**–ભજીયે. **ભીમક રાજાન**–પિતા સમાન. **ભરિયાં ચક્ષ**–આંખમાં આંસુ આવ્યાં. **પ્રત્યક્ષ**–સાક્ષાત. **તુષ્ટમાન**–પ્રસન્ન, ખુશ. **સુરરાજ**–ઇન્દ્ર. પરંતુ અહિંયાં 'મોટા દેવો' અર્થ સમજવો. **જોજન**–ચાર કોશ. **જમ જાચના**–(નરકના દુઃખમાંથી મુક્ત કરવા) જમને કરવામાં આવતા કાલાવાલા. **નવપલ્લવ**–નવાં છે પલ્લવ જેનાં તે. બહુવ્રીહિ સમાસ. નવાં પાન, ડાળવાળું. **ઉપજે**–ઉત્પન્ન થાય. **અમૃતસ્રાવિયા**–અમૃત ઝરે છે તે. ઉપપદ સમાસ.

**પૃ. ૧૪. સાધુ**–સારા. **રીતે કરી**–વિધિ સર. **પહેરામણી**–(**સં. परिधापनिका**) લગ્ન વખતે વરરાજાને અને તેનાં સગાંને સત્કાર દાખલ આપવામાં આવતો પોષાક. અત્યારે પણ રાજદરબારમાં કોઈ પણ માણસને સત્કાર દાખલ પોષાક આપે છે. વર પક્ષ પહેરામણી રૂપે ભારે રોકડી.રકમ લે એ મૂળ રિવાજનું કઢંગું રૂપાન્તર છે. લગ્ન પ્રસંગે સત્કાર કરવાની બીજી રીતો પણ છે. **કલવો**–પગ પખાળવા. **પોહોતાં**–(**સં. प्राप्त**) પ્રાપ્ત થયાં. પૂરાં થયાં. સરખાવો '**समाप्त**.' **વાનાં**–ચીજો. **બંન્યો**–બન્ને. **વળ્યો**–પોતાને રસ્તે પળ્યો. **હુળ ફળ્યો**–હાંફળો ફાંફળો. **મહીષ**–પાડો. **કળિકાળ**–કલિયુગ. **મનીષ**–મનુષ્ય. **કાતું**–છરો. પાળી. **જાન**–(પરણીને પાછા ફરતા નળ રાજાનું) સાજન. **જાણ્યો**–કર્મણિ પ્રયોગ હોવાથી 'નળ'ની જાતિ લાગી છે. **વર્યો**–ભૂતકૃદંત; નળનું વિશેષણ. **વિખે**–વિષે. સરખાવો વિષ–વિખ, વખ. 'કડવું વખ જેવું.' દ્વેષ–દ્વેખ. **નારીસું**–નારી સાથે. દમયંતી સાથે. **નેમ**–નિયમ. વ્રત, તપ. નિયમ. **ચોહોવર્ણ**–ચારે વર્ણ. સરખાવો. ચોહોદિશ. ચોમેર, ચોહોપાશ. **તેણે**–(**સં. तेन**) તૃતીયાના રૂપને તૃતીયાનો પ્રયત્ય ફરી લાગ્યો છે. 'તેથી કરીને' એવો અર્થ થાય છે. **છિદ્ર**–કાણું, ખામી. **સહસ્ર**–અનેક. હજાર ધણીને નહિ. સરખાવો 'ચાલે સહસ્ર જ્યોષ્ટિકદાર ત્યાં' કડવું ૨૭.

**પૃ. ૧૫. જુગ્મબાળ**–બાળજુગ્મ. **કોરડી**–કોરી. **પાગ**–પગ. **કળી પામ્યો**–(**સં. प्राप्त**) કળીને મળ્યો. **લાગ**–તક.

## વિવરણ.

**પૃ. ૧૧. હંસનું કહ્યું......રહ્યું**—નળના કહેવાથી હંસ વિદર્ભ દેશમાં ગયો અને દમયંતીની વાડીમાં ઉતર્યો, ત્યાં દમયંતીને નળની લગની લગાડયા પછી દમયંતીએ કાલાવાલા કરીને હંસની પાસેથી વચન લીધું હતું કે હું જરૂરથી તારૂં વેવિશાળ નળ સાથે કરાવીશ. એ હંસે આપેલું વચન વૃથા ગયું, હવે આ કપટ રૂપધારી ઉભેલા નળમાંથી ખરા નળને શી રીતે પતિ તરીકે પસંદ કરવો ?

**ભીમક કહે......અંતરીક્ષ**—દમયંતીએ જઇને પિતાને કહ્યું કે હું નળને વરમાળા પહેરાવવા જાઉં છું ત્યાં મને પાંચ નળ દેખાય છે, અને કોને પહેરાવું તેનો વિચાર પડે છે. ભીમકે ઉત્તર આપ્યો કે આ તો અજાયબીની વાત. તારા સિવાય બીજા કોઇને પાંચ નળ દેખાતા નથી, એટલે હું ધારૂં છું કે ચોક્કસ દેવતાઓ જ નળનું રૂપ ધારીને આવ્યા હશે, માટે એમને હું બતાવું તે રસ્તે પરખી કહાડ. દેવની આંખો પલકારા મારતી નહિ હોય, એમનાં વસ્ત્રને બીલકુલ ધૂળ અડકેલી નહિ હોય; એ ભૂમિથી અદ્ધર ઉભા હશે.

**પૃ. ૧૨. સંચ ન આવે ફરી ફરી**—વારંવાર દમયંતી ભીમકે બતાવેલી યુક્તિ–કસોટી અજમાવવા જતી હતી, પણ એ વળી વળીને ફોગટ જતી હતી.

**પૃ. ૧૩. કન્યોએ દીઠી......પ્રત્યક્ષ**—નારદ ઋષિ દેવોની પત્નીઓને બોલાવી લાવી અંતરિક્ષમાં ઉભા રહ્યા હતા. એ દેવપત્નીઓને જોઇને કન્યા દમયંતીને ખાતરી થઇ કે આ તો ચાર દેવજ આવેલા છે, એટલે એણે એમને પગે લાગીને વિનવવા માંડયા. હે દેવ! અમે મનુષ્યો નાનાં કદરૂપાં પ્રાણી છીએ, તમે તો મહાન અને સુંદર છો. અમારે મરણનો ભય છે, તમે તો અમર છો. અમારે યુવાવસ્થા બદલાઈ વૃદ્ધાવસ્થા આવે છે; તમારે નિરંતર યૌવન હોય છે. તમે અમારા પૂજ્ય છો, અને અમે તો તમારી સેવાજ કરવા લાયક છીએ.

આ બધી વિનંતીથી કદાચ દેવ ન ચળે એટલે દમયંતીએ છેવટમાં કહ્યું, હે દેવ! તમે મારા પિતા ભીમક સમાન છો, અને હું તમારી પુત્રી છું. તમારાથી મને કેમ પરણાય ? એમ કહી સ્ત્રી દમયંતી આંખમાં આંસુ લાવી રડી પડી. આથી દેવ શરમાઈ ગયા અને પોતાના મૂળ સ્વરૂપે પ્રગટ થયા.

**કમળમાળ આપી......તુજ કર**—નળદમયંતી ઉપર સંતુષ્ટ થઇને દરેક દેવે નળને બબ્બે વરદાન આપ્યાં, અને બધાએ મળીને દમયંતીને એક વરદાન આપ્યું. (૧) ઇંદ્રરાજે નળને લાખ વરસ સુધી લીલી–તાજી–રહે એવી એક કમળની માળા આપી અને (૨) એવો અશ્વમંત્ર આપ્યો કે જે ભણતાં અશ્વો એક દિવસના ચારસો કોશ મુસાફરી કરી શકે. (૩) અગ્નિદેવે વરદાન આપ્યાં કે, હે નળ! તું કદી અગ્નિથી દાઝીશ નહિ, અને (૪) જ્યારે જ્યારે તું મારૂં સ્મરણ કરીશ ત્યારે હું પ્રગટીશ. (૫) યમ રાજાએ કહ્યું કે જ્યાં સુધી તું ગાદીપતિ હશે ત્યાં સુધી તારા નગરમાં–રાજ્યમાં ક્યાંય રોગચારો નહિ થાય, (૬) અને જે તારી જીવન-કથાનું શ્રવણ–વાચન કરશે તેને કદી નરકમાં જવું નહિ પડે અને દુઃખમાંથી મુક્ત થવા જમને કલાવાલા નહિ કરવા પડે. વરુણદેવે એવા વર આપ્યા (૭) કે નળ જેને અડે તે ઝાડ સૂકું હોય તો પણ નવપલ્લવિત થાય અને (૮) સ્મરણ કરતાંની સાથે પાણી પ્રગટ થાય. આ રીતે નળ રાજાને આઠ વરદાન મળ્યાં, તે પછી દેવોએ દમયંતીને વરદાન આપ્યું કે તારા હાથમાંથી નિત્ય અમૃત ઝરશે. જેથી તારો હાથ અડતાં મરેલી ચીજ સજીવન થશે.

**નોંધ:**—નળને આપેલાં સઘળાં વરદાન આગળ કથામાં કામ આવે છે. દમયંતી ફરી સ્વયંવર રચે છે ત્યારે બાહુક રૂપધારી નળની પરીક્ષા કરવા એ સૌ વર એને સિદ્ધ છે કે કેમ તે જુએ છે. દેવોએ દમયંતીને 'અમૃતસ્રવીઆ થજો તુજ કર.' એવું વરદાન તો આપ્યું પણ આગળ એ તો શાપની ગરજ સારશે. જુઓ, 'અમૃતસ્રવિયા કર

અબળાના સજીવ થયાં મચ્છ પળમાં.' પરિણામે દમયંતીને છોડી 'ઉઠી ચાલ્યો નળરાય રે.'

આ કડવામાં જણાશે કે કવિએ દેવોમાં કેવું મનુષ્ય સ્વભાવનું આરોપણ કર્યું છે. આ કડવામાં કથા ઝપાટાબંધ આગળ વધે છે. એમાં નોંધેલા પ્રસંગો ગણી જુઓ. અહીં આવતા પ્રસંગો બાકીની કથાના ઘણા પ્રસંગોના બીજરૂપ છે. નળાખ્યાનમાં નારદ ઋષિ શો ભાગ ભજવે છે તે નોંધવા જેવું છે. આખ્યાનની શરૂઆતમાં નળને દમયંતીની મોહિની લગાડનાર તે નારદ; દમયંતીને પરણવા જવા દેવોને પ્રેરનાર પણ નારદ; દેવપત્નીઓને તેડી લાવી ઇંદ્રાદિ દેવોને ઝંખવાણા પાડનાર અને નળદમયંતીને સાહાય્ય કરનાર પણ નારદ; દમયંતીને પરણવા પાછળથી કળિને ઉશ્કેરનાર પણ નારદ. આ રીતે નારદના હાથે આબાદ બની ગયેલો કળિયુગ નળદમયંતીના ઉપર વેર વાળે છે તેની કથા આગળ આવશે.

## કડવું ૨૯

**પૃ. ૧૫. દ્વાપર**—દ્વાપરયુગ, સત્યયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ અને કલિયુગ. આ યુગોનો ગુણક્રમ એમના કાળક્રમને અનુસરતો છે; એટલે કળિને સૌથી વિશેષ મળતો, એની ભાઈબંધી કરે એવો યુગ દ્વાપરયુગ છે. સરખાવો 'મળ્યા યુગ બે અદેખારે.' **હસ્ત ઘસે...મસ્તક ડોલે રે.** દુઃખી બ્રાહ્મણની ચેષ્ટા, **વેશઅધર્મી**—કપટવેશ. **નૈષધપતિ**—પુષ્કર. **તરણાને તોલે**—તુચ્છ, વિસાત વગરનો. **કર્મે વાળ્યો આડો આંકોરે**—નસીબે હદ ઓળંગી દીધી છે—હદ થઈ ગઈ છે. **પાધરો**—સીધો. **(પિતા)સું**—સાથે. **કીજે**—(અમે) કરીએ છીએ. **આલિંગન દીજે**—(આપણે) ભેટીએ.

**પૃ. ૧૬ પિંડ**—શરીર. **પરઠી**—(પ્રતિ[illegible]તા) નક્કી કરી. **ન મળવું**—સંપ ન રાખવો. **જાસો-જાહો**—ધમકી. સરખાવો, જાસા ચિઠ્ઠી (બ્હારવટીઆ અને એવા બીજા લોક કોઈને મારવા લૂટવાની ધમકી

લખીને ઘરને બારણે કે ગામની ભાગોળે છૂપી રીતે ચ્હોડે છે તે ચિઠ્ઠી). **પોણ** –(**સં.पणः**) હોડમાં (સરતમાં) મૂકેલી ચીજ. **વૃષભ**–આખલો, પોઠીઓ. **અરિખ્યા–(ईर्षा)** અદેખાઈ. **વૃષભ વાહન પાસા કરમાં**–પોઠીયાનું રુપ ધારેલા દ્વાપરયુગને વાહન કરીને અને હાથમાં બે પાસાનું રૂપ ધારેલા કળિયુગને લઇને પુષ્કર આવ્યો. **વીરા**–ભાઇ. **કરે પૂજન**–પાદ પ્રક્ષાલન કરી અતિથિનું સત્કાર તરીકે પૂજન કર્યું. **કુશળી ક્ષેમ**— ક્ષેમ કુશળ, સુખ શાંતિ અને આરોગ્યના સમાચાર. તમે કુશળ છો? ક્ષેમ છો? એમ પૂછ્યું. **अपि कुशलो भवान्** ।. **રાચું**—આનંદ પામું. **જોગેશ્વર—( योगेश्वर )** યોગ જેણે સિદ્ધ કર્યો છે. **કાં ઉપજાવે...શુળ રે**—હાથે કરીને દુઃખ શા માટે ઉભું કરે છે? **મુદ્રા**—નાણાનો સિક્કો, મહોર. **કળિને સંગે**—એક વાર ન્હાતી વેળા કોરી પ્હાની વાટે નળના શરીરમાં કળિયે પ્રવેશ કરેલો, તે આવી ગયું છે. **અપ્રમાણ**—શાસ્ત્રના પ્રમાણ ( આધાર ) વગરનું; નિષિધ્ય; માટે અયોગ્ય. **ભાવિ**—ભવિષ્ય, બનવાની. **ભાવિ વાત**— ભાવિ પદાર્થ, ભવિષ્યની વાત ( નસીબ, કર્મ ) આગળ થઈ. **સરખાવો**—કહેવત ' નસીબ ચાર ડગલાં આગળનું આગળ. '

**પૃ. ૧૭. પુણ્ય શ્લોક**—પુણ્ય (પવિત્ર) (પવિત્ર કરનાર ) છે શ્લોક જેનો તે ( યશ કીર્તિ–તેનું ગાન ) બહુવ્રીહિ સમાસ.

**ભાવિ પદાર્થ ભૂપને વેઠવું છે બહુ કષ્ટ રે**—ભવિષ્યના નિર્ણય મુજબ નળને ઘણું દુઃખ વેઠવાનું હતું તેથી નળ જુગટું રમવા બેઠો.

## વિવરણ.

**પૃ. ૧૫ નૈષધપતિ...હિત કીજે રે.**—બ્રાહ્મણના કપટ વેશમાં આવેલા કલિએ પુષ્કરને કહ્યું:—હે પુષ્કર ! તું નિષધ દેશનો ધણી હોઇ આમ તરણા સરખો તુચ્છ થઇ અહિં તપ કરવા શું બેઠો છે? કર્મની ગતિ ગહન છે. નળ અને તું એકજ કુળના છો; છતાં નળ

રાજા બની બેઠો છે, અને તારે જોગી બનવું પડયું છે. [સરખાવો. 'એકજ ગુરૂના વિદ્યારથી...તે થઇ બેઠો પૃથિવીપતિ, મારે તુંબડીને લાકડી.' સુદામા ચરિત્ર. ] નળ રાજા જુદી જુદી જાતનાં અમન ચમન કરે છે, જ્યારે તારે તો પીવા પાણી નથી અને ખાવા અન્ન નથી. ભટ્ટ પ્રેમાનંદ પોતાના શ્રોતાઓને સંબોધીને કહે છે, હે ભાઇ-ઓ, જુઓ, સાંભળો. કળિએ પુષ્કરને કહ્યું કે કર્મે હદ વાળી છે. નસીબની ઘટના એવી છે કે એકજ બોરડીના બે કાંટામાં એક સીધો ( સુખી ) બીજો વાંકો ( દુઃખી ) હોય છે. તારા પિતા વીરસેન અમારા મિત્ર હતા. તે અધિકારના બળે અમે તારા ભલાની વાત કરીએ છીએ. ઉઠ, આપણે ભેટીએ એમ કહી પુષ્કરનો હાથ ઝાલી એને ઉભો કર્યો.

**પૃ. ૧૬ વાટે જાતાં......અદેખા રે.**—રસ્તે ચાલતાં કલિ, દ્વાપર અને પુષ્કરે મળી આ પ્રમાણે સંતલસ કરી. નળની સાથે પુષ્કરે સલાહ સંપ ન કરવો, પણ એને લૂંટવાની—નાશ કરવાની યુક્તિ રચવી. પુષ્કરને કળિએ કહ્યું કે તું જઇને નળ સાથે જૂગટું રમવાની માગણી કરજે. હું એ જુગટામાં તારે રમવાના પાસા બનીશ, અને આ દ્વાપર પોઠીઓ બનશે, તેને તું હોડ (સરત)માં મૂકજે. તથા નળ પાસે હોડમાં આખું રાજ મૂકાવી એને હરાવી સઘળું લઇ લેજે. આ સંતલસ એના મનને ગમતી—ગોઠતી થઈ; કારણ કે પુષ્કર હતો તો પવિત્ર અને નિરભિલાષી, પરંતુ એ અદેખા યુગો કળિ અને દ્વાપરે મળીને તેનામાં અદેખાઇનો અંકુર ઉગાડયો.

**નોંધ**—મહાભારતનું યુદ્ધ દ્વાપર અને કળિયુગના સંધિકાળમાં થયું. નળ રાજા યુધિષ્ઠિરની પહેલાં થઈ ગયો, એટલે દ્વાપર યુગમાં થઈ ગયો. દ્વાપરને મેળવી લઈ કળિયુગે પૃથ્વી પર પોતાનું સામ્રાજ્ય કેવી રીતે જમાવવા માંડેલું, તેનાં જાણે દૃષ્ટાંત ન હોય, તેમ નળ અને પુષ્કર તથા પાંડવ કૌરવના વિગ્રહની વાત કહેવાઈ છે. હાલ પણ સગાં સંબંધી લઢે ત્યારે હડહડતો કળિ આવ્યો એમ કહે છે.

ભવિષ્યમાં બનવાના પ્રસંગોનું મુખ્ય બીજ—કારણ દ્યૂત રમવાનો નિશ્ચય આ કડવામાં કરવામાં આવ્યો છે.

દ્યૂતશાસ્ત્ર નિષિદ્ધ છે એમ કહી કરેલી તેની નિંદા નોંધવી. જૂના લોકની ભવિષ્યના બળ વિષેની માન્યતા પણ નોંધવા જેવી છે.

## કડવું ૩૦

**સત્ય**—(નળરાજાનું) સત. **વારતા**—ખબર, સમાચાર. **ત્રાહેત્રાહે (त्राहि त्राहि)** બચાવો, બચાવો. ત્રાહે ત્રાહે કરે = બહુ ત્રાસ વર્ત્યો એમ કહેવા લાગ્યા. સરખાવો; ત્રાહે ત્રાહે પોકારવી. **કારમો**—વિચિત્ર; ભયંકર. **વારે**—અટકાવે, ખાળે. **ધરે કાન**—કાને ધરવું, સાંભળવું, ગણકારવું. **પોણ પરઠીને**—હોડમાં મૂકવાની વસ્તુઓ નક્કી કરીને. **પ્રીછ્યું પડે**—જાણ્યામાં આવે, પરખાઈ જાય. **મહિમા**—મોટાઈ, (અહિં) જોર. **શોણિત**—લોહી. **હાહાકાર**—ત્રાસ. **હવો**—ઉત્પન્ન થયો. **સરવસ—( સં. सर्वस्व )** સઘળી મિલ્કત. **આણ ( સં. आज्ञा )** હુકમ. **વરતાવી**—ફેલાવી. આણ વરતાવવી—હુકમ મનાવવો. સત્તા જમાવવી.

**પૃ. ૧૮. વનકુલ**—વનમાં પહેરવાનાં વસ્ત્ર, વલ્કલ. **પિયર—(पितृगृह)** બાપનું ઘર. **નામી**—નમાવીને. **સોહાય**—શોભે, ગોઠે, ગમે. **એકલાં**—'એકલું' વિશેષણ ઉપરથી અવ્યય રૂપ. **સેવાને**—સેવા માટે. **સહી**—નક્કી. **તું આવે**—તારા આવ્યાથી. **જંજાળ**—ઉપાધિ. **કેમે**—કોઈ પણ ઉપાયે. **અળગી**—દૂર.

**નોંધ**;—ભવિષ્યમાં નળને ખમવાનાં દુ;ખનું કારણ નળ પોતે જ છે એ સિદ્ધ કરવા દમયંતી, પ્રધાન, અને બીજા સુજ્ઞ પુરુષો મારફતે નળને ચેતાવ્યો. પણ નળનું ભાવિ અને કળિનું જોર બેઉ પ્રબળ હોવાથી નળ દ્યૂત રમતાં કોઇનો અટકાવ્યો અટકતો નથી.

નળ દ્યૂત રમવાનું અઘટિત કામ કરે છે ત્યારે કુદરત પણ પોતાનો વિરોધ જાહેર કરે છે તે નોંધવા જેવું છે. છતાં નળ તો ચેતતો જ નથી.

નળાખ્યાનનો મુખ્ય રસ કરુણ છે, તે જમાવવાની શરુઆત આ કડવાના અંત ભાગથી થાય છે.

## કડવું ૩૧

પૃ. ૧૯. **મોસાળ**–(**માતૃશાલા**) માતાનું ઘર. માનું પિયર. **બાહુઆં**–બટુકડાં, બાળક. **લાડવાયાં**–લાલન પાલનથી ઉછેરેલાં. **નમાયાં**–નથી મા જેની તે. નઞ્ બહુવ્રીહિ. માતા સિવાયનાં. **વરતજો**–વર્તન કરજો, રહેજો. **નમાયાં થઈ વરતજો**–માતા વિનાના હો એમ દીન બની તમે રહેજો. **હૃદયા**–છાતી સરસાં. **પેટને**–લક્ષણાથી અહિં 'છોકરાંને' એવો અર્થ સમજવો. **લાડ**–વહાલસૂચક કાર્ય. **દોહ્યલાં**–દુર્લભ, કઠણ. **પાડ**–ઉપકાર. **માતાવોહોણાં**–માતાથી વિહીન. તૃતીયા તત્પુ. સમાસ. માતા વિનાનાં. **દામણાં**–દયામણાં, દીન. **સાથ**–સોબત. **હૃદયા ફાટે**–હૈયાફાટ, હૃદય ફાટી જાય તેટલું. હૃદય ફાડે છે તે. ઉપપદ સમાસ. 'એ' ત્રીજી વિભક્તિનો પ્રત્યય છે. **માથે હાથ ફેરવવો**–વહાલપૂર્વક શાંત્વન આપતી વખતે માતા માથે હાથ ફેરવે છે તેથી એમ કહે છે કે તમને વહાલ કોણ બતાવશે અને શાંત્વન કોણ આપશે.

પૃ. ૨૦. **મંદિરના ગુરુજી**–કુળ ગુરૂ. **ખોળે**–શરણે. **જતન**–(**સં. यत्न**) (યત્નપૂર્વક) બરદાશ, સંભાળ. **જોગી**–વનવાસી. **પૂર્યો-વાસ**–વનમાં રહેવા ગયાં. **હૈયેથકાં**–છાતી ઉપરથી. **થકાં**–(સ્થિત) પાંચમીનો પ્રત્યય છે. **હૈયું**–(૧) છાતી. (૨) હૃદય. **વત્સ**–છોકરાં. **ગુરુકર**–સુદેવ કુળ ગુરુના હાથમાં. **વોળાવ્યાં**–મોકલ્યાં.

## વિવરણ.

પૃ. ૧૯. **નમાયાં............પેરે કરજો જતન**–ઓ મારાં બટુકડાં ! હવે તમે મોસાળ જાઓ, ત્યાં તમારી મા મરી ગઈ હોય એમ દીન થઇને રહેજો. મામી બે કઠણ વચન કહે તો મુંગે મુખે સહી લેજો. આમ બોલતી દમયંતી રાણી છોકરાંને લઇને છાતી સરસાં ચાંપવા લાગી. તે વેળાએ બોલી, કોણ જાણે હવે ફરી મળીએ કે

ન મળીએ. માટે લાવ આ છેલ્લું વહાલ કરી લઉં. જો પ્રભુ ફરી મેળવશે તો તેનો ઉપકાર. એમ કહી વળી વળી પોતાનાં બાળકને છાતી સરસાં ચાંપ્યાં. રાણીએ છાતીફાટ રોવા માંડયું અને રોતી રોતી એ બોલી હવે તમે નમાયાં, દયામણાં થઈ એકલાં પડયાં; તમારે કોઇ સારી સોબત પણ ન રહી, હવે તમને માથે હાથ ફેરવીને કોણ લાડ કરશે અને શાંત્વન આપશે? માટે હે સુદેવજી! આ બાળક તમારે શરણે મુકું છું. મારે પિયર જઈ મારી માને એમની ભાળવણી કરજો અને કહેજો કે પોતાની જાત માફક એમની બરદાશ કરે.

**પૃ. ૨૦. હૈયે થકાં............દમયંતી હોય**–અધીરી મા દમયંતી વળી વળીને પોતાના બાળકોને ચુમતી હતી અને એમનું મોઢું નિહાળતી હતી. એ મારી છાતીએથી છૂટતાં નથી તેમ મારા હૃદયમાંથી એમની પ્રતિમા દૂર થતી નથી એવું કહેતી કહેતી દમયંતી રડતી હતી.

**નોંધઃ**—આ કડવામાં દમયંતીને કવિએ વારંવાર 'રાણી' તરીકે ઓળખાવી છે, કારણ કે આમ દુઃખ પામનારી માતા એક મહાન રાણી છે એ જાણીને હૃદય ઉપર કરુણ રસની સવિશેષ દૃઢ છાપ પડે છે. માતાનાં વહાલ સૂચક કાર્યોનાં અનેક શબ્દચિત્રો કવિએ અહિં ખડાં કર્યાં છે. જેથી આખો પ્રસંગ વિગતસર પ્રત્યક્ષ થવાથી કાવ્ય અત્યંત હૃદયદ્રાવક બને છે. દમયંતીને રાજપાટ કે રાજના વૈભવ છોડવાથી પડનાર શારીરિક સંકટનું કંઈ દુ;ખ નહતું હંમેશાં મોટું દુઃખ માનસિક દુઃખ ગણાય છે. તેમ આ રીતે બે લાડકવાયાં બાળકને ત્યજી જવાં પડે અને બાળકનું ભવિષ્યમાં શું થશે એની વારંવાર ચિંતા થયા કરે એ તો માનસિક દુ;ખની પરમ અવધિ જ કહેવાય. આ વિચારતાંપ્રસ્તુત કડવામાં કરુણરસની સીમા આવી જાય છે. અને આપણને "ગાળી નાખે, હલાવી રસિક હૃદયને વૃત્તિથી દાબ જાય.' એ પંક્તિનો અનુભવ કરાવે છે.

## કડવું ૩૨

**આક્રંદ**–કલ્પાંત. **સહિયર**–સહચરી, બ્હેનપણી. **વૃંદ**–ટોળાં. **અંજળિ**–ખોબો. વાસણમાં પાણી પીવાનું ક્યાંથી હોય ? **જો**–શુદ્ધ પાઠ 'જાં' ( **सं. यावत्** ) જ્યારે, જે દરમિયાન. **દ્વાર અટકાવે**–ઘરમાં પેસવાનો રસ્તો રોકે. **લોક**–પ્રજા. **કંઠે પડીઓ શોષ**–ગળું સુકાઈ ગયું. **વહાણું વાતે**–પ્રભાત થતાં જ.

**પૃ. ૨૧. પુણ્યશ્લોક**–પુણ્ય (પવિત્ર, પવિત્ર કરનાર) છે શ્લોક ( કીર્તિ, કીર્તિમાન ) જેનો તે. બહુવ્રીહિ સમાસ. જેનું નામ લેતાં પાવન થવાય તે. એવા ચાર રાજા થઈ ગયા.—નળ, યુધિષ્ઠિર, જનક અને વિષ્ણુ.

**पुण्यश्लोको नलो राजा पुण्यश्लोको युधिष्ठिरः ।**
**पुण्यश्लोकश्च वैदेही पुण्यश्लोको जनार्दनः ॥**

**રિપુ**–શત્રુ. **ઉડાડી મેલે**–નાશ કરે. **આંસુપાત**–આંસુનો પાત. ષષ્ઠી તત્પુ, સમાસ. આંસુનું પડવું, રૂદન. **પટકૂળ**–રેશમી વસ્ત્ર, (અહિંયાં) વસ્ત્ર. **પંકજપત્ર**–પંક (કાદવ)માં જન્મે છે; પંકજ (કમળ) ઉપપદ સમાસ. પંકજનું પત્ર. પંકજપત્ર. ષષ્ઠી તત્પુ. સમાસ. કમળનું પાંદડું. **ભાંજે**–( પેસીને ) ભાગી જાય. **વારિયે**–પાણીથી. **સાંસતા**–(**आश्वस्त**) શાંત, ધીરજ ધરનાર. સરખાવો:

> " સાંસતાં રહી સત્યભામા બોલ્યાં હાથ દઇ પોતાને ગાલે.
> આજ તો હાર લાવોને પાછો, જોઇએ તો આવજો કાલે."

**સાંસતાં થઈએ**–ધીરજ ધરીએ, સબૂરી રાખીએ. **સ્વસ્થ**–શાંત, અવિકારી, નિર્વિકાર. **ઢીમર**–(**धीवर**) માછી. **આચરણ**–કામ, ધંધો. **સાધુરાય**–સાધુ (સારો) રાય (રાજા) સાધુરાય. કર્મધારય. ધર્મિષ્ઠરાજા. **વામા**–સ્ત્રી. **વારુ**–( **वरम्** ) ઠીક, વધારે સારું. **એટલા સારુ**–એટલા વડે. **શું હોશે**–શી રીતે થશે. **વરાં**–વાર. **અરાંપરાં ( सं. आरात् पारात् )** આમતેમ, અહિં તહિં.

**પૃ. ૨૨. વિપરીત**–(૧) વિચિત્ર, અદ્ભુત બનાવ. (૨) ઉલટો બનાવ. મચ્છની આશા કરી પાછા ફરતા નળે ધાર્યા કરતાં ઉલટો બનાવ. **અબળા**–નથી બળ જેને તે. નઞ્ બહુવ્રીહિ સમાસ. સ્ત્રી. **વેવલાંવીણે**–વૃથા મહેનત કરે. ફાંફાં મારે. **વીલે**–વિહ્વળ. વીલું, ભોઠું. **ચોદિશ**–ચારે દિશામાં. **સ્વાતિબિંદુ**–એવી માન્યતા છે કે સ્વાતિ નક્ષત્રમાં જે વરસતા વરસાદનાં ટીપાં છીપમાં પડે તેનાં મોતી બંધાય છે. **સ્વાતિબિંદુ શું વરસે**–દમયંતીની આંખમાંથી આંસુ ખરતાં તે સ્વાતિ નક્ષત્રમાં વરસાદ ન વરસતો હોય ! આથી એવું સૂચન થાય છે કે દમયંતીનાં આંસુ મોતીદાણા સરખાં હતાં. **પાખે**–સિવાય, વગર. **ક્ષુધાતુર**–ક્ષુધા વડે આતુર. (પીડાયેલો) તૃતીયા તત્પુ સમાસ. ભૂખથી પીડાતો. **અચરજ**–આશ્ચર્ય. **અણતેડી**–વગર બોલાવી.

## વિવરણ

**પૃ. ૨૦. પડો વાગો............પડીઓ શોષ**—પાપી રાજા પુષ્કરે દાંડી પીટાવી કે કોઈએ નળરાજાને આશરો આપવો નહિ, એથી આખા નગરમાં ઘેરઘેર ભટક્યા છતાં કોઈએ એક ખોબો પાણી સરખું પાયું નહિ. નળની પોતાની જ પ્રજા રાજ્યભ્રષ્ટ થયેલા નળને જોતાં જ હવે ટપોટપ બારણાં બંધ કરવા લાગી. પાણી ન મળવાથી તરસી દમયંતીનું ગળું સુકાઈ ગયું.

**પૃ. ૨૧. એકેકું પટકૂળ.........જડીઆં ત્રણ**–નગર છોડીને નળ અને દમયંતી નીકળ્યાં ત્યારે પુષ્કરના હુકમ મુજબ એક એક વસ્ત્ર સિવાયના બધાય શણગાર ઉતારી મૂક્યા હતા, તેથી વનવગડામાં ફરતી દમયંતીના સુકુમાર દેહને સૂર્યનો આકરો તાપ બાળી મૂકતો હતો. કમળના પાન જેવા કુમળા પગમાં અણીદાર કાંટા પેસી ભાગી જતા હતા. આ રીતે ભૂખ્યાં તરસ્યાં ચાલતાં ચાલતાં સાત દિવસે એક પાણીવાળું સરોવર જોવામાં આવ્યું. આમ આટલા દિવસનાં તરસ્યાં રાજારાણી એમાંથી પાણી પીતાં જાય અને વળી કાંઠે કાંઠે ચાલતાં

જાય. એમ કરતાં તરસ તો છીપી, પણ ભૂખની પીડા કેમ સમાવવી તે વિચાર પડયો. નળે પોતાની પત્નીને કહ્યું, કે આવે વખતે ધીરજ ધરવી જોઇએ, તું મન ઠેકાણે રાખી અહિં બેસ. સરોવરમાંથી જો એક બે મચ્છ જડે તો હું લઈ આવું. એમ કહી અને નળ જેવો રાજા છીછરા પાણીમાં પેસીને માછીની માફક માછલાં શોધવા લાગ્યો. રાજા ઘણો ભલો માણસ અને કોઇ દિવસ આવું કામ કરેલું નહિ એટલે મહામહેનતે તેના હાથમાં ફકત ત્રણ માછલાં આવ્યાં. એકએ મચ્છની આશાએ ગયેલા રાજાને ત્રણ માછલાં મળ્યાં, એટલે લોભ લાગ્યો; તેથી એ માછલાં દમયંતીને સોંપી આવી બીજીવાર ગયો, એટલે કળિથી રહેવાયું નહિ. તેથી તેણે સાપ બની માછલાંને બીવડાવી આમતેમ નસાડી મૂકયાં.

**પૃ. ૨૨. એટલામાં દમયંતીજીને.........ભક્ષ કર્યાં તે મીન**–બીજાં માછલાં નહિ મળવાથી નિરાશ થઇને પહેલાં ત્રણ માછલાંનું ચિન્તવન કરતો કરતો નળ પાછો ફરતો હતો, તેવામાં દમયંતી પાસે તો કંઈ જૂદો જ બનાવ બન્યો. સ્વયંવર વખતે આપેલા દેવના વરદાનથી દમયંતીના હાથમાંથી નિત્ય અમૃત ઝરતું, એટલે પેલાં મરેલાં માછલાં પળવારમાં જીવતાં થયાં; અને એના હાથમાં હાલવા લાગ્યાં, ને જોત જોતમાં ઉછળીને પાણીમાં પસાર થઇ ગયાં. હવે મારા પતિને શો જવાબ દઇશ એમ વિચારે દમયંતી ઝીણું ઝીણું રડવા લાગી. અને જેમ ગાંડી થઈ હોય તેમ એ ઉડી ગયેલાં માછલાંને શોધવા પાણીમાં ફાંફાં મારવા લાગી. પાછાં ફરતાં નળે દમયંતીનું ઉતરી ગયેલું મુખ જોયું. સ્વાતિ નક્ષત્રમાં જેમ વરસાદનાં મોતી જેવાં ટીપાં ખરખર પડતાં હોય તેમ ચારેપાસ જોતી જોતી દમયંતી આંસુ સારતી હતી. દમયંતીનું આવું રૂપ જોઈ વિપરીત બુદ્ધિવાળા નળને શંકા આવી કે દમયંતીએ દોષ છુપાવવા આ વેશ માંડયો છે તેથી આવીને તેણે કહ્યું, હે પાપણી! હું ધારૂં છું કે તું મને મૂકી સઘળાંય

માછલાં ખાઈ ગઈ છે. સત્ય વાત કહેતાં નળ માનશે નહિ એમ સમજી દમયંતીએ આ આરોપ કબુલ કરી લીધો અને નળ રીસાઇને દમયંતીની દરકાર કર્યા વિના આગળ આગળ ચાલવા લાગ્યો.

**નળ કહે........લીધું માગી**—નળ અને દમયંતીનો વિવાહ મેળવ્યા પછી હંસે જવાની રજા માગી. નળનું મન કચવાયું તેથી હંસે પોતાના અને નળદમયંતીના પૂર્વજન્મની કથા કહી. પૂર્વજન્મમાં મારે કારણે તમારે વિયોગ થયેલો તે આ જન્મમાં મેં સંયોગ કરાવી આપ્યો એટલે હવે મારૂં ઋણ પુરૂં થયું છે, માટે મને જવા દ્યો. આ પ્રમાણે વિનંતી કરવાથી નળે છેવટે જવાની રજા આપી ત્યારે છેવટે જતાં જતાં એ હિતેચ્છુ હંસે બે શિખામણની વાત કરી હતીઃ- હે નળરાજા તું કોઈ દિવસ જુગટું રમીશ નહિ અને સ્ત્રી જાતિનો કદી વિશ્વાસ કરીશ નહિ. પરંતુ કંઈ પૂર્વના યોગને લીધે પ્રબળ ભાવિએ એને ભુલાવ્યો અને એ જ બે ચીજો એણે કરી. પુષ્કર સાથે જુગટું રમ્યો અને દમયંતીનો આવી કટોકટીને પ્રસંગે વિશ્વાસ કરી માછલાં તેને સોંપ્યાં. પહેલી ભૂલને પરિણામે રાજ્ય ગયું, બીજીને પરિણામે, ભૂખે દેહ જવા પ્રસંગ આવ્યો. આવી રીતે મેં હાંથે કરીને દુઃખ વહોરી લીધું છે એમ નળરાજા અકળામણ કરવા લાગ્યો.

**નોંધઃ**—નળદમયંતીને અત્યંત દુઃખ પડયું—યુધિષ્ઠિરના કરતાં પણ વધારે પડયું એવી છાપ શ્રોતાના હૃદય ઉપર સચોટ રીતે પડે એટલા માટે કવિએ જનસ્વભાવની કાળી બાજુ સવિશેષ કાળી રંગી છે. સાધારણ રીતે સામાન્ય લોકો ઉગતા સૂર્યને પૂજે છે. 'ઉતર્યા અમલ કોડીના–' એ ન્યાયે, નળદમયંતીને પોતાના જ નગરમાં ભૂખ્યાં તરસ્યાં ભટકવું પડે એ અતિશયોક્તિ યુક્ત જનસ્વભાવનું વર્ણન છે. વળી સહચરીઓ મળીને માંહેમાંહે રાજારાણીની આપત્તિની વાતો કરવા લાગે, એ સ્ત્રીસ્વભાવ બતાવે છે.

નળ જેવો રાજા પણ ભૂખની વખતે એક સામાન્ય માણસ બની જાય છે.

**बुभुक्षितः किं न करोति पापम्**
**क्षीणा नरा [illegible] भवन्ति ।**

એ ન્યાયે નળ પણ દમયંતી પ્રત્યે નિર્દય થાય છે. નળની નિર્દયતાનું બીજું કારણ છે કે એનામાં કળીએ પ્રવેશ કર્યો હતો. "કળિને જોગે એ માને નહિ" (કડવું ૩૩)

પોતાના પતિ આગળ દમયંતિ જેવી રાણી પણ અસહાય સ્થિતિમાં છે અને બીકની મારી મિથ્યા આરોપ સામે એક શબ્દ પણ ઉચ્ચારતી નથી. આથી સામાન્ય સ્ત્રીઓની સ્થિતિનું દર્શન થાય છે, તે એટલે સુધી કે પતિના જમ્યા વિના પત્નીથી જમાય પણ નહિ. 'હું ભૂખ્યો ને તેં મચ્છ ખાધાં.'

## કડવું ૩૩.

પૃ. ૨૪. **ગતઘણી**–ઘણો ચાલવાનો વેગ. ઘણી ઉતાવળે. **કાંજે**—કારણ કે.

પૃ. ૨૫. **નારી**–પત્ની. **તમા**–પરવા. **અજુગત**–(**अयुक्त**) અયોગ્ય, ખોટું. **આળ**–મિથ્યા આરોપ. **વરદાન**–'અમૃતસ્ત્રાવીઆં થજો તુજ કર' એ સ્વયંવર વખતે આપવામાં આવેલું વરદાન. **હોતી**–(**भूत**) બનેલી, થયેલી, ખરી. **જોગે**–યોગ, સંબંધ, પ્રવેશ. **કોણ પ્રકારે**–કેવા પ્રકારે, કેવી રીતે. **ઉફરાટી**–અવળે મોંઢે. **ઉફરાટી કરિ**–અવળે મોંઢે ઉભી રાખીને. **સ્વાદેંદ્રિય**–જીભ. લક્ષણાથી અહિં ભૂખ. **પીતાંબર**–પીત (પીળું) અંબર (વસ્ત્ર) કર્મધારય સમાસ. હાલમાં પીતાંબર 'રેશમી વસ્ત્ર'ના અર્થમાં વપરાય છે. નળે પહેરેલું વસ્ત્ર રેશમી હતું. સરખાવો:—'એકેકું પટકૂળ પહેર્યું.' (કડવું ૩૨). **જવ**–જ્યારે. સરખાવો હીંદિ **जब**. **આઘેરો**–વધારે આઘે. **પાશ**–જાળ,

ફાંસો. **કપાળે કર દઈ** – નિરાશ થઇ, માથે હાથ દઇ. માણસ જ્યારે નિરાશામાં કે દિલગીરીમાં હોય ત્યારે કપાળ પર હાથ દઇ બેસે છે એ ચિન્હ ઉપરથી આ અર્થ નીકળ્યો છે. **ઉગર્યું**–બચ્યું, રહ્યું. સરખાવોઃ—'આપણો ચિન્તવ્યો અર્થ કાંઇ નવ સરે, ઉગરે એક ઉદ્વેગ ધરવો.' **ગયું રાજ**......... **તાંતણો**–નળની દુર્દશા કેટલી હદે પહોંચી ગઇ! કળિયુગના બળે નિર્દય થયેલો નળ આવી પડેલી આપત્તિથી પીગળે છે. અને દમયંતી સાથે નરમાશથી વાત કરે છે.

પૃ. ૨૬. **વિહંગમ**–વિહં (આકાશમાં) જાય છે. ઉપપદ સમાસ. આકાશમાં ઉડે તે; એટલે પક્ષી. **સ્ત્રીજન**–સ્ત્રી એક જન. કર્મધારય સમાસ અહિં અર્થ દમયંતી. **ઉભે**–ઉભયે, બન્નેયે, **તીરથ નાહે તેવાં**–જેમ તીર્થક્ષેત્રમાં નદી કાંઠે નાહવા આવેલા લોક ટુંકાં વસ્ત્રો પહેરી લગભગ ઉઘાડાં નાહવાં ઉભાં હોય તેવાં. **અડવડિયાં**–અડ-બડિયાં. ભૂખને લઇને ફેર ચઢવાથી અને આંખે અંધારાં આવવાથી ગબડી જાય છે. **સત્** –સત્કર્મના બળે, દૈવી પ્રતાપ. **જંખજાળ**–ઝાંખરાંનાં જાળાં ગુંચાયેલા, કાંટાળા વેલા. **દ્રુમ**–ઝાડ. **ચુંટી......નળે** –પાંદડાં તોડી તેની પથારી કરી. **નવનવિ**–વળી વળીને. એમને પડેલાં દુઃખની વાત વળી વળીને કરતાં હતાં અને જેટલી વાર બાત કરે તેટલી વાર વધારેને વધારે નવીન લાગતી, કેમકે એટલું બધુ દુઃખ એમને પડયું હતું. **હવિ**–થઇ. **વસુધાવશ**–વસુ(લક્ષ્મી) ધારે છે તે વસુધા. ઉપપદ સમાસ. (પૃથ્વીના ગર્ભમાં જાતજાતનાં કિંમતી ખનીજ દ્રવ્યો હોય છે તે ઉપરથી) વસુધાને વશ= વસુધા વશ. તત્પુરૂષ સમાસ. અર્થપૃથ્વીને ખોળે એવો થાય. રાજગૃહમાં વસનારી વૈદર્ભી આજ વગર પથારીએ જમીન ઉપર સુતી છે. **દોહલે**–મહેનતે, દુઃખથી. **પર તનયા**–પારકી તનયા. ષષ્ઠી તત્પુરૂષ સમાસ. બીજાની દીકરી. **છેહ દીધો**–દગો દીધો. **બુદ્ધિભ્રષ્ટ**–સદ્-બુદ્ધિથી ભ્રષ્ટ. પંચમી તત્પુરૂષ સમાસ. દુર્બુદ્ધિ વડે ભ્રષ્ટ. તૃતીયા તત્પુરૂષ સમાસ. મનનું વિશેષણ છે.

પૃ. ૨૭. **આશંકા ગણે**–ગડભાંગ કરે, ખચકાયા કરે. **શબ્દ**–અવાજ. **કાતું**–છરી. **મુળ**–કારણ. **અનર્થ**–અનિષ્ટ. હવે બનવાના અનિષ્ટનું કારણ. **વહેર્યું**–ચીર્યું. **વિમાસણ કરે**–ચિંતાયુકત વિચાર કરે. **એકલી**–એકલી હોવાથી બીક. **ફાટીને મરે**–બીક તથા વિયોગને લીધે હૃદય ફાટી જવાથી મરણ પામે. **વર્યો હું**–દમયંતીને હું વર્યો. કર્મણિ પ્રયોગ. ક્રિયાપદને કર્મની જાતિ લાગુ પડી છે. હું દમયંતીથી વરાયો. સરખાવો :– ‘ ઘણે દોહલે મેં વરી એહ. ’ **દેવતા પરહરી**–ઈંદ્રાદિ ચારે દેવને છોડીને. **ત્રૈલોકમોહન**–ત્રણ લોકનો સમુહ. દ્વિગુ સમાસ. ત્રૈલોકનો મોહન. ષષ્ટી તત્પુરૂષ સમાસ. સ્વર્ગ, પૃથ્વી અને પાતાળ એ ત્રણે લોકને પોતાના સૌંદર્યની કુમાશથી મોહ પમાડનારી. **રાનની**–જંગલની . **પરજળ્યો**–બળ્યો. **વાટ**–વાટે સપ્તમીનો પ્રત્યય અધ્યાહાર છે. **વિચારવારિનિધિ**–વારિ (પાણી) નો નિધિ (ભંડાર) વારિનધિ. ષષ્ઠી તત્પુરૂપ સમાસ. વિચાર એજ વારિનીધી. વીચારવારિનીધી કર્મધારય. અર્થ–વિચાર સાગર. **આવાગમન હિંડાળે**–આવાગમન એજ હીંડાળો. આવાગમન હીંડાળો. કર્મધારય સમાસ. અર્થ આઘાપાછા થવું; એવો થાય. હીંડાળો –હીંચકો જેમ આવે પાછો જાય તેમ. સરખાવો:– ‘ ઋષી આવાગમન હીંડોલે ચઢયા.’ **ત્યજી ન જાયે**–ત્યજાય નહિ, છોડાય નહિ. **કંચુકી**–કાંચળી. **મેં તજવી**–મારે છોડવી. જુની વાકય રચના. **અંગી નવ કરે**–અંગીકારે નહી. સ્વીકાર નહી કરે. **વમન**–ઉલટી. ખાધેલું પાછું નીકળે તે. કોઇ વસ્તુ પર તીરસ્કાર હોય ત્યારે તેને ‘ ઓકર્યાં ધાન ’ જેવી કહીએ છીએ. **હુંપે**–હુંથી. ‘પે’ પાંચમી વીભક્તિનો જુનો પ્રત્યય; ‘ મારા કરતાં, મારાથી ’ એવો અર્થ થાય છે. **પેટ**–શરીરનું અંગ. લક્ષણાથી પોતાનું શરીર, પોતાની જાત. **હુંપે વહાલું એને પેટ**–મારા કરતાં પોતાના પેટ–જાત– ઉપર વીશેષ વહાલ હોવાથી મારી ભૂખ સંતોષવાને બદલે પોતાના પેટની ભૂખ સંતોષી. **ઉવાટે**–અવળે રસ્તે. **સાસોટ**–શ્વાસભેર, ખૂબ જોરથી, એક શ્વાસે, ઉભાં રહ્યા વીના.

**પૃ. ૨૮. ઉગે**–ઉગે, ઉદય થાય. **ધીશ**–(અધીશ) રાજા. **થયું ઉદે**–ઉદય થયું. **દીશ**–દીન+ઈશ. દિવસપતી, સૂર્ય.

## વિવરણ

**પૃ. ૨૬. ક્ષુધા અંગોઅંગ ........ લાગ્યું દુઃખ**—વનમાં થાક્યાં પાક્યાં ઝાડ નીચે નળદમયંતી રાત્રે દુઃખની વાત કરતાં હતાં તે દરમ્યાન દમયંતીને ઉંઘ આવી ગઇ. નળ જાગતો તેને નીરખતો બેઠો હતો. દમયંતીનું એકેએક અંગ ભૂખ દુઃખથી લેવાઇ ગયું હતું, છતાં એના મુખ ઉપર પૂર્ણીમાના ચંદ્રનું સૌંદર્ય વીરાજતું હતું. આવી સુંદરીને ભોંય સૂતેલી જોઇ નળ રાજાએ નિશ્વાસ મુકયો અને તેની આંખે શ્રાવણ ભાદરવો વહેવા લાગ્યો. એ સ્વગત બોલ્યો કે હે પ્રભુ! આ તે કેવો દિવસ આવ્યો કે આવું દુઃખ જોવા છતાં મારી દેહ ટકી રહી છે; મારા પ્રાણ છૂટતા નથી! વીદર્ભ દેશના રાજાની પુત્રી આજે અહીંઆં પૃથ્વીને ખોળે પડી છે. એણે એક ઘડી પણ કોઇનું દુઃખ જોયું નથી તો દુઃખ અનુભવવાની વાત જ શી! હું પણ એને મહા મહેનતે પરણી શકયો એવી એ 'મોંઘી કળી કુસુમની સુકુમાર વેલી.' આજ અહીં ઝાંખરાંમાં ઝીંટાઇ છે. એમ બોલતો નળ રાજા દમયંતીની દેહને નીરખી નીરખીને રડવા લાગ્યો. લોહી વગરના નખ ઉપરથી નળની દ્રષ્ટિ દમયંતીના મુખ ઉપર પડી ત્યારે એને આ પ્રમાણે પારાવાર દુઃખ થયું.

**પૃ ૨૭–૨૮. વર્યો હું દેવતા જ્યારે દીઠો દીશ રે**—ક્ષુરીકા રૂપ ધારી કળિએ નળદમયંતીએ પહેરેલા વસ્ત્રને ચીરી નાખ્યું. દમયંતીને છોડી નળ એકલો ચાલવા લાગ્યો. પોતાનું કામ સધાયું સમજી નળને મુકી કળિ સહેજ ખસ્યો હશે એટલે નળને સદ્‌બુદ્ધિ ફરી આવી અને ચિંતા કરવા લાગ્યો કે એને એકલી મુકીને કેમ જવાય! બીક અને વિરહને લીધે એનું હૃદય ફાટી જશે અને એ મરી જશે. મારાથી એ કેમ થવા દેવાય. મારે માટે એણે

કેટકેટલું કર્યું છે! ઈંદ્રાદી દેવતાઓને પરણવાનું મુકી એણે મને પસંદ કર્યો એટલું જ નહિં પણ મારૂં રાજપાટ જતાં પોતાને પિયર જઈ સુખરૂપ રહેવાને બદલે મારી સાથે વનમાં આવવા નિ-સરી. એનું સઘળું જીવન માનપાનમાં ગયું છે. સ્વર્ગ, પૃથ્વી અને પાતાળ એ ત્રણે લોકને મોહ પમાડે એવી એની સુંદરતા છે. એના-થી એકલાં આ વનવગડાનાં દુઃખ શે સેહવાશે? એને છોડીને જવું મને સહજ પણ શોભતું નથી. આમ વિચારી, નળ દમયંતી પાસે પાછો આવ્યો. એના મુખ પર દ્રષ્ટિ પડતાં એનો આત્મા કકળી ઉઠયો પણ એટલામાં તો કળિ પાછો આવ્યો. માછલાંની વાત સંભારી આપી. દમયંતી એકલપેટી પાપણી છે એ ભ્રાંતિ કળિએ ફરી કરાવી. નળ દમયંતીને છોડી પાછો આગળ ચાલ્યો. આમ વનમાં એકલા નાસી જવાનો રસ્તો કળિયુગથી ભ્રષ્ટ થએલી નળની મતિને સુઝતો હતો ત્યારે બીજી બાજૂ દમયંતીની દેહલતાનું સૌંદર્ય તથા પ્રેમ માટે તેણે આપેલો આત્મભોગ એને દમયંતી પાસે પાછો જવાને આગ્રહ કરતો હતો. આ પ્રમાણે વિચારસાગરમાં ઝોલાં ખાતો નળ આવ જા કરતો હતો. એ સાત વાર ગયો પણ સાતે વાર પાછો આ-વ્યો. પણ ગુણ અને સૌંદર્યના અસાધારણ સંયોગવાળી દમયંતી એ-નાથી ત્યજાતી નહોતી. પણ આખરે કળિ પ્રબળ નીવડયો. અને નળના અંતરની પ્રેમની લાગણીઓ દબાઇ ગઇ. નળે નિશ્ચય કર્યો કે જ્યમ સાપ કાંચળી ઉતારે છે તેમ મારે પણ સ્હેજ દુઃખ લાગ્યા વીના દમયંતીને ત્યજવી ઘટે છે. ઝાડ પણ ખરી ગએલાં પાંદડાંને પાછાં લેતાં નથી. એ સ્ત્રી હવે મને ઓકર્યા ધાન બરાબર છે. નક્કી એ કોક વેળા મારૂં મરણ નિપજાવવાની; કારણ એને મારા કરતાં પોતાની જાત વધારે વહાલી છે. એમ છેલ્લો વિચાર કરીને —વખત છે ને મારું મન ફરી જાય એ વિચારે એકી શ્વાસે નળે આડે રસ્તે દોટ મુકી ને એમ પ્રાતઃકાળ થતાં સુધી દોડયા કર્યું અને જ્યારે અરૂણોદય થયો ત્યારે રાજા દોડતો બંધ થયો અને સૂર્યોદય થતાં પાછું દમયંતીના સંબંધી હૃદયને દુઃખ થવા લાગ્યું.

**નોંધઃ**—રડતી અબળાને નળ કેવાં મહેણું મારે છે એના વર્ણનથી કડવાની શરૂઆત થાય છે. નળને કળિ પ્રેરે છે એ વાત ખરી પણ તે ઉપરાંત નળ ભૂખ્યો છે, દુઃખી છે, એટલે ચોમેર દાવાનળથી ઘેરાએલા માણસની માફક એની બુદ્ધિ કુંઠિત થઈ જાય છે અને દમયંતી પર બધી રીસ કાઢે છે. મહાન વ્યક્તિઓ પોતાની પડતી દશામાં પણ મહાન જ હોય છતાં અહિંઆં નળ જે શબ્દો બોલે છે તે જોતાં એ એટલો બધો મહાન લાગતો નથી. નળની દુર્દશા શ્રોતાજનો સહેલાઇથી સમજી શકે એટલા માટે શ્રોતાઓને નિત્ય પરિચિત ભાષામાં આ રાજદમ્પતી પાસે કવિ સંવાદ કરાવે છે.

નળે દ્યૂત રમવાનું કબુલ કર્યું (કડવુ ૩૦) એ એક મહાન અનર્થ હતો. એ અનર્થ વિષેની પોતાની લાગણીઓ કુદરતે વ્યકત કરી હતી. નળ નગ્ન થયો એ બીજો અનર્થ થયો ત્યારે કુદરતને પણ શરમ આવી. સત છોડવાની શરૂઆત કરી ત્યારે પણ કુદરતે લોહીનો વરસાદ વરસાવી પોતાનો વિરોધ જાહેર કર્યો. સતનો માર્ગ છોડવાથી નળ રાજાને નાગા ભૂખ્યા ફરવા વખત આવી. અને શરીર પર એક પણ સુતરના તાંતણા સિવાય નાસતા નળને જોઈ સૂર્ય પણ વાદળ નીચે છુપાઇ ગયો.

નળના મનમાં કળિ અને પ્રેમ વચ્ચે દ્વંદ્વ યુદ્ધ ચાલ્યું. એનું હ્રદયદ્રાવક ચિત્ર આ કડવાના પાછલા ભાગમાં છે. કળિનું જોર ગમે તેટલું હશે છતાં હૃદયના પ્રેમનું જોર જેવું તેવું નથી. એ અહિં સિદ્ધ થાય છે. 'સાત વાર આવ્યો ફરી ફરી, ત્યજી ન જાય સાધુ સુંદરી,' વળી જુઓ યશોધરાનો ત્યાગ કરતી વખતે બુદ્ધ જેવા પવિત્ર આત્માએ કહ્યું હતું 'ત્યજુ રાજપાટ સહુ સાજ રજની દિન સુખનાં રે; પણ સહુથી દુસ્તજ્ય એક રાણી મધુરી,' અને બુદ્ધદેવ પણ 'ત્રણ વેળા ગયો રાજન વળી પાછો ફર્યો વેળ ત્રણ; એવું રાણીનું સૌંદર્ય પુર, એવો પ્રેમ એનો ભરપુર.'

નળ દમયંતીને છોડીને નાઠો તો ખરો, પણ જ્યાં સુધી બહાર કુદરતમાં અંધકાર હતો ત્યાં સુધી જ તેના હૃદયમાં અંધકાર રહ્યો, સવાર થતાં ડબાઈ ગયેલી પ્રેમની લાગણીઓ પાછી જાગૃત થઈ.

## કડવું ૩૪

**વ્યાકુળ**–(**विकल**) ના અર્થમાં યોજાયો છે. મન વ્યાકુળ કહેવાય અને શરીર વિકલ કહેવાય. **શિથિલ**–થાકેલાં, દુઃખનાં. **અવની**–પૃથ્વી પર, સપ્તમીનો પ્રત્યય અધ્યાહાર. **આપ**–(**आत्मन्**) જાતને, શરીરને. **વામા**–સુંદર સ્ત્રી. **રામા**–મનોહર યુવતી, પત્ની. **વળી અવધ્ય**–ટળી અવધ્ય. હદ આવી રહી, આવરદા આવી રહ્યો. **કોકિલસ્વરી**–કોકિલાનાં જેવો સ્વર છે જેનો તે. બહુવ્રીહિ સમાસ. **શે**–શા સારૂં, શા માટે, ક્યાંથી. **વિખવાદ**–ઝેર ઉત્પન્ન કરનારો વાદ, કંકાસ. **સૃષ્ટિદોહિની**–આખી સૃષ્ટિના સૌંદર્યનું દોહન કરી એની દમયંતી બનાવી હતી. સર્વ સુંદર. **સુજાણ**–સુજ્ઞ. **વિરહિણી વલ્લભ**–વલ્લભ વિરહિણી. વલ્લભ (પતિ)થી વિરહિણી (છૂટી પડેલી). **દર્શન દુલ્લભ**–દુલ્લભ દર્શન. દુર્લભ છે દર્શન જેનાં તે. બહુવ્રીહિ સમાસ. **બોલ પિયુના પ્રાણ**–તારા પ્રિયતમ, હું નળના પ્રાણરૂપ એવી દમયંતી તું બોલ. **ધર્ણનાં**–પૃથ્વી ઉપરનાં. સાતમીના અર્થમાં છઠ્ઠીનો પ્રયોગ. **નિરવાટ**–નિર (નિર્ગત, નથી) વાટ જેમાં તે. પ્રાદિ. બહુવ્રીહિ. સમાસ. **ચર્ણ**–પગલાં. **વડડાળે વળગ્યો**–વડની ડાળી ઝાલીને અધોમુખ (નીચે મોંઢે) નિરાશ ઉભેલો. **મોહધારણ**–નળ રાજાએ કરેલું મોહનું ધારણ–દમયંતી પ્રત્યે બતાવેલું અજ્ઞાનભર્યું વર્તન. **કર્મકારણ**–(પૂર્વજન્મનાં) કર્મ કારણ છે જે ( મોહધારણ )નું તે. નળ કહે છે પૂર્વજન્મમાં કરેલાં કર્મ–દૈવને બળે મારી બુદ્ધિ મોહાંધ થઈ. **વિલપે**–વિલાપ કરે. **કલપે**–કલપાન્ત કરે. **કબુધ**–કુબુદ્ધિ. કુત્સિત (દુષ્ટ) બુદ્ધિ. કર્મધારય. **અન્યાએ**–અન્યાયથી. અન્યાયનું અશુદ્ધ રૂપ 'અન્યા' હજી સાંભળવામાં આવે છે. એનું ત્રીજીનું રૂપ. મેં દમયંતીને અન્યાયથી દગો દીધો. **દારુણ**–ભયંકર. **હધ**–હદ, અહિં 'પ્રદેશ'ના અર્થમાં. **સદ્ય**–તરત.

**પૃ. ૨૯. દોહ્યલે......ગામી**–એ ગજગામિની દમયંતી મેં દોહ્યલે પામી. કર્મણિ પ્રયોગ. હું એને મહાદુઃખે પરણી શકયો. **નિર્મુખ**–વિમુખના અર્થમાં યોજાયેલો. મોઢું ફેરવીને ખાલી હાથે. સરખાવો: 'અતિથિ ફરીને **નિર્મુખ** જાય' 'અતીત **નિર્મુખ** વાળીયા સુણ સુંદરી રે' 'શ્રાદ્ધ સમચરી સઉકો કરે, આપણા પિત્રી **નિર્મુખ** ફરે.' **સ્વયંવર સાથ**–સ્વયંવરમાં આવેલા રાજકુમારનો સમૂહ, જે કામ કરવાથી અથવા જે વાત બહાર પડવાથી 'દુશ્મન રાજી થાય' એ કામ ન કરવાની તથા તેવી વાતો ઢાંકવાની સામાન્ય રીતે સર્વ મનુષ્યની વૃત્તિ થાય છે. અહિં નળ તેનું દૃષ્ટાંત છે.

**કોણ નેત્ર......રુવે**–નળરાજા રડતો હતો તેનાં આંસુ લોનાર અહિં કોઇ નહોતું. કોઇ આંસુ લોનાર નહિ હોવાથી રાયનું રૂદન રોકાય નહિ, પણ અહિં એવો આકસ્મિક પ્રસંગ બને છે કે જેથી નળ આપો આપ રડતો બંધ થાય છે. **ગાઢો**–બેઠેલો, ફાટી ગયેલો. **લોહ- પ્રેમજળ**–આ શબ્દો સાંભળી નળ એમ સમજે છે કે દમયંતી એનાં પ્રેમાશ્રુ લોહવા અને એને છોડવવા મને બોલાવે છે, પણ નાગનો કહેવાનો અર્થ એવો છે કે તારાં પ્રેમાશ્રુ લોહીને મને છોડાવ. **સ્વર**–દમયંતીનો અવાજ, ધાંટો. **દવાડા**–દાવાનળ, બળતું જંગલ, જંગલમાં લાગેલી આગ. **વ્યાળ**–નાગ. **કહે**–નાગ કહે છે. **વન્હિ વરદાન**–સ્વયંવર વખતે અગ્નિદેવે વરદાન આપ્યું હતું કે, **'નવ દાઝે તું જ્યાં સમરે ત્યાં પ્રગટું હું.'** 'વરદાન'માં તૃતીયાનો પ્રત્યય લોપ થયો છે. **ઉપકાર**–નાગ એને ડસીને બાહુકનું રૂપ આપશે તે ત્રણ વર્ષ તેને ગુપ્ત રહેવામાં મદદરૂપ થાય છે. **પ્રમાણ**–માપમાં. લંબાઇમાં. **સ્કંધ**–ખાંધ, ખભો. **શાતા**–શાંતિ. **વિપ્ર**–ઋષિ. કર્કોટકને શાપ આપનાર સપ્તર્ષિ. **સાચા**–માનાર્થે બહુવચન. **પુણ્યશ્લોક......વાચા**–સપ્તર્ષિઓના કહેવા મુજબ તમે સાચા પુણ્યશ્લોક છો. **દાધો**–(**दग्ध**) દાઝયો. **માંડી**– પહેલેથી માંડીને. **પરિતાપ**–અત્યંત દુ;ખ.

**નોંધઃ**—કોઇ વસ્તુ પાસે હોય ત્યારે તેની પૂરી કિંમત મનુષ્યને સમજાતી નથી, એની ખરી કિંમત એની ગેરહાજરીમાં જ થાય છે, તે મુજબ નળને પણ દમયંતીનો ત્યાગ કર્યો માટે પશ્ચાત્તાપ થાય છે.

આ કડવામાં શરુઆતમાં નળે કરેલો 'વિવિધ વિલાપ' આવ્યો છે અને પછીથી એને કરકોટક નાગ મળે છે તેનું વર્ણન કર્યું છે; એ સાથે દમયંતી નળને માટે કેવો વિલાપ કરે છે અને તેને પણ અજગરનો ભેટો થાય છે તે વર્ણન સરખાવવા જેવું છે. (કડવું ૩૬–૩૭–૩૮)

પાંડવોની કથામાં નળની કથા ગુંથવામાં આવી છે અને નળની કથામાં કરકોટકની કથા ગુંથવામાં આવી છે. આપણી લોક કથાઓ અને ઇતિહાસ કાવ્યોમાં ગુંથવાની આ યુક્તિ કવિઓ ઘણીવાર વાપરે છે.

## કડવું ૩૫

**પ્રાચીન કર્મ**–યુવાવસ્થાની અંદર મેં કરેલું પાપકર્મ; **સંતાપ**–દાવાનળમાં કરકોટકને બળવું પડયું તે. **સપ્તઋષિ**–કશ્યપ, અત્રિ, ભરદ્વાજ, વિશ્વામિત્ર, ગૌતમ. જમદગ્નિ અને વસિષ્ઠ એ સાત ઋષિઓ. એ ઋષિઓ તારાના ઝુમખા રૂપે આકાશમાં વિરાજે છે એવી આપણી માન્યતા છે.

**પૃ. ૩૦. અજ્ઞાનતા**–યુવાવસ્થાની મોહાન્ધતા. **ફૂતકારી**–ફૂંફાડો મારીને. **જ્વાળા**–વિષ જ્વાળા. **દાધા**–(**दग्धाः**) દાઝયા. **ચડયોકાળ**–ક્રોધ ચઢયો. **પતિત**–હે પતિત ! નીતિ માર્ગમાંથી પડેલો–ભ્રષ્ટ થયેલો, પાપી. **વિખની લહેર**–ઝેરી પવનનો ફુંફાટો. **ઉપેર**–(**उपरि**) ઉપર. **વાસો**–રહેઠાણ. સરખાવો; 'ખેતરમાં રાતવાસો રહેવું', વાસો રહેવું પણ પ્રચલિત છે. સરખાવો 'હયશાળામાં વાસો રહ્યો' પૃ. ૩૨. **અનુગ્રહ**–ઉપકાર, શાપ દીધા પછી એમાંથી છૂટવાનો ઉપાય શાપ દેનાર બતાવે અને આ રીતે **ઉપકાર** કરે તે. **દોહ્યલી**–દુ;ખ ભરેલી. વિકારી વિશેષણ છે. 'દોહલું'. નામ પણ છે. સરખાવો. '**દોહલે**–પામી ગજગામી' (કડવું. ૩૪) 'ઘણે **દોહેલે** વરી મેં એહ' (કડવું ૩૩)

**ગણું**–'ઘણું' પાઠ લેવો. વિશેષણ 'દોહ્યલી'નું અવિકારી વિશેષણ છે. સરખાવો: 'બુદ્ધિમાન નારી છે **ઘણું**' (કડવું ૨૮) **લહ્યું**–(**लभ**) (૧) મેળવ્યું, (૨) જાણ્યું. બીજા અર્થ માટે જુઓ, કડવું ૩૬. 'પંથ કેમ કેમ લહું રે'. **કુબડું**–(**कुब्ज**) ખુંધું, બેડોળ. સરખાવો. 'કુબ્જા' **કાજળમેં**–મેંશના કરતાં. **શ્યામતા**–કાળાશ. **પંચવર્ણી**–પચરંગી. કાળા, ધોળા વગેરે જૂદા જૂદા રંગવાળા. **છતે દાંતે**–દાંત હોવા છતાં. આ **सति सप्तमी**ની રચના છે, અને અંગ્રેજીમાં આવતી Nominative Absoluteને મળતી છે. Teeth being there. અને સંસ્કૃતમાં **सत्सु दंतेषु**. ગૂજરાતી શબ્દ છતે સતે, છતાં. સંસ્કૃત '**सति**' ઉપરથી આવ્યા છે અને એકવચન અને બહુવચનમાં અવિકારી રહે છે. કદ્રુ **કુમાર**–કદ્રુ કશ્યપની એક સ્ત્રીને દક્ષની પુત્રી એનાથી નાગલોક ઉત્પન્ન થયા હતા માટે કદ્રુના વંશજ કરકોટકને કદ્રુકુમાર કહ્યો છે. **ગુપ્ત રહેવું ત્રણ**–ત્રીશમા કડવામાં પુષ્કરે કરેલી સરત પ્રમાણે નાગદેવ નળના કહ્યા વિના એ વાત જાણે છે. **વર્ણ**–રંગ, સ્વરૂપ. સરખાવો; 'સોળે સાન અને વીસે **વાન**' વર્ણ ઉપરથી 'વાન'–શરીર શબ્દ થયો છે. **પરિધાને**–પહેરવાથી. **મૂળગું**–મૂળ.

**પૃ. ૩૧.** દિવ્ય–અદ્‌ભુત. **લીહવાળી**–આડોઆંક આવી રહ્યો. **પ્રતિહાર સાથ**–પ્રતિહારોનો સમૂહ. **જાણે......નળ**–આ વ્યંગમાં કહ્યું છે એમ સમજવું. પૃથ્વી ઉપર નળ પોતે સૌંદર્ય માટે વખણાતો હતો એટલે બાહુક પણ નળ જેવો સુંદર છે એમ કહી બાહુકની મશ્કરી કરી છે. **સ્વરૂપના ધામ**–સુંદરતાનું સ્થાન, રૂપરૂપનો ભંડાર. 'સ્વરૂપ' સુરુપના અર્થમાં વપરાયો છે. વ્યંગ્યાર્થ–કુરૂપ.

**અશ્વમંત્ર......જોજન**—સ્વયંવર વખતે ઇન્દ્રરાયે આપેલું વરદાન. 'અશ્વમંત્ર આપ્યો રાજન, દિન એકે હિંડે શત જોજન'. **ખેડું**–સાધારણ રીતે વાહન ખેડવાનું બોલાય છે. જેમકે 'ગાડા ખેડું', 'મને મારીને રથડા ખેડ' પરંતુ અહિંયાં વાહનને બદલે અંતર (જોજન) ખેડવાની વાત કરી છે. **પ્રકાશી**–કોઇ સાંભળે તેવી રીતે એકાંતમાં,

સ્વગત નહિ. શુદ્ધ પાઠ : 'પ્રકાશિ' (प्रक. रण). **સ્વયંપાક**–જાતે રાંધેલી રસોઈ. **જેમ તેમ–'येन केन प्रक रण'** ગમે તે ઉપાયે, ગમે તેમ કરીને. **વિદ્યામાન**–વિદ્યાવાળાં.

**પૃ. ૩૨. હયદાસપતિ**–હયોનો દાસ–હયદાસ–ષષ્ઠી તત્પુ. હયદાસોનો પતિ–હયદાસપતિ–ષષ્ઠી તત્પુ. સમાસ. **જદ્યપિ**–યદ્યપિ, જો કે. **દાસત્વ-પણું'**–ભાવ વાચકના બે પ્રત્યય 'ત્વ' અને 'પણું, એક સાથે 'દાસ'ને લગાડયા છે. આવી રીતે કેટલાક ઐક્યતા કે ઐક્યતાપણું સૌંદર્યતા, સુંદરતા-પણું એવા અશુદ્ધ પ્રયોગ હજી પણ કરે છે. ખરી રીતે આમ એક સામટા અનેક પ્રત્યયો ન લગાડી શકાય. કવિએ લીધેલી છૂટ આપ-ણાથી ન લેવાય. **હયશાળા**–ઘોડાને રાખવાનું સ્થળ, તબેલો. **નિત**–નિત્ય.

**શ્લોક**—આપેલો સંસ્કૃત કિરાતાર્જુનીય નામના સંસ્કૃત કાવ્યમાં ( ૯. ૩૦ ) માં આવે છે. **સાથ**–(૧) સોબત (૨) સાથમાં. **જે ચક્રવાક ...નટુચે**– આ શ્લોક નળ રાજાની અત્યારની સ્થિતિ ચક્રવાકની રાતની વિરહાવસ્થાને મળતી છે એમ સૂચવે છે. અત્યારે નળ દમ-યંતીના જીવનની રાત્રી ચાલે છે. ગુપ્તવાસનો કાળ પુરો થતાં અમારો યોગ થશે એવી નળને આશા છે અને રાજસુખ મળશે કે નહિ પણ બીજાં દુઃખો ( રવિતાપ ) અમે એક બીજાના સહવાસનું સુખ ભોગવીશું એવી આશાનું નળરાજા નિત્ય સેવન કરે છે. **કદરજ**–( **कदर्य** ) કંજુસ. અહિંયાં 'કદ્રુપ'ના અર્થમાં છે. આવા કદરૂપા માણ-સને તે વળી કોઈ સ્ત્રી પરણતી હશે ? એને વિયોગની વાત કેવી ? **કશો**–શો, કેવો. **બાળ બિહામણો**–બાળકોને બિહામણો. તત્પુરુષ. **સુકૃત**–શુભ કૃત, કર્મધારય. સારાં કામ, પુણ્ય બ્યંગ્યાર્થ–પાપ. **વારુ**–ભલું, સારૂં. **ગત**–ગતિ, સ્થિતિ.

## વિવરણ.

**પૃ. ૩૦. પતિત તેં.........તે તુને શાતા પમાડશે**–એક વખત વિમાનમાં બેસીને સપ્તઋષિઓ સ્વર્ગ ભણી જતા હતા, એ

વિમાનને જોઇને અજ્ઞાન કરકોટકે ફુંફાડો માર્યો અને બાળી ભસ્મ કરે એવી ઝેરની ધાર ઉડાડી; એનાથી સપ્તર્ષિ દાઝયા અને તેમને ક્રોધ વ્યાપ્યો. એમણે ક્રોધથી શાપ દીધો, " હે પાપી નાગ! તારા ઝેરની ધાર ઉડાડી તેં અમને દઝાડયા માટે તું પણ પૃથ્વી ઉપર મહા દાવાનળમાં અનંત કાળ સુધી બળ્યા કરજે. હવેથી તારો વાસ નિરંતર આગ્નમાં જ થશે અને એ દુઃખ તું ભોગવ્યા કરીશ. કેમે કર્યો તારો જીવ જશે નહિ અને તારૂં દુઃખ ટળશે નહિ." કરકોટકે મનમાં વિચાર્યું કે આ શાપ ભોગવવો તો પડશે, ઋષિનું વચન વૃથા જાય નહિ; પણ એ શાપનું નિવારણ ઋષિ બતાવી શકશે, માટે લાવ એમને વિનવું. તેથી કરકોટકે ઋષિઓને કહ્યું, " હે કૃપાનાથ! મારા ઉપર મહેર કરીને આ શાપનું નિવારણ બતાવો. અગ્નિના તાપમાં પીડાવું ઘણું કષ્ટકારક છે માટે મને દયા કરો." એટલે ઋષિએ કહ્યું, " લે, તારા દુઃખની અવધ બાંધીએ. આજથી સાત હજાર વર્ષે એક પુણ્યશ્લોક રાજા નળ નામે થશે, તે તને દાવાનળમાં આવીને મળશે અને દવમાંથી બહાર કહાડશે ત્યારે તને કરાર વળશે." **લાગી વિખ જ્વાળ.........તેં હુને કીધો સાહી સમાન**–પોતાનું વૃત્તાંત નળને કહી સંભળાવ્યા પછી કરકોટક નાગે પ્રત્યુપકાર દાખલ નળને કંઠે દંશ દીધો, દંશ લાગતાની સાથે ઝેરના લા'યથી નળરાજા દાઝયો અને તેની કંચન–વર્ણી કાયા કાળી શાહી સમાન થઈ ગઈ. શરીરના અવયવો બેડોળ, ઉંચાં નીચાં બની ગયાં. મોઢામાં દાંત હોવા છતાં ડાચાં બેસી ગયેલાં દેખાયાં અને રાજા કેડમાંથી બેવડો વળી ગયો અને પીઠે મોટી ખુંધ નીકળી. આ જોઈ આનું કારણ ન સમજનાર નળે કરકોટકને વ્યંગમાં કહ્યું, " હે ઋષિપત્ની કદ્રુના વંશજ તું પણ ખરો! તને ધન્ય છે! તેં પણ સારો બદલ્યો આપ્યો કે મેં તને જીવાડયો, ત્યારે તેં મને કાળો કુબડો કર્યો.

**પૃ. ૩૧. હસે લોક રૂપે......જાણે રૂપે બીજો નળ**—અયોધ્યામાં બાહુક રૂપ ધારી નળને જોઇ લોકો મશ્કરીમાં કહેવા લાગ્યા

કે આ ભાઇના સૌંદર્યે તો હદ જ વાળી છે. છોકરાં તાળીઓ પાડતાં પાડતાં પાછળ પડ્યાં. આ સર્વને ગણકાર્યા વિના નળ રાજા ઋતુપર્ણ રાજાની સભામાં જઇને ઉભો રહ્યો. એને જોઇને બીકથી સઘળા ચોપદારો આઘા ખસી ગયા. કોઇએ તેને અટકાવ્યો નહિ. બાહુકને જોઈ રાજા ઋતુપર્ણ સુદ્ધાં સૌ સભાજનોને હસવું આવ્યું. અને સૌ વિચારવા લાગ્યા કે બ્રહ્માએ આવું વાન ક્યારે ઘડ્યું. એની કાળાશ કાજળથી અને જાંબુથી ચઢી જાય છે. એનું સૌંદર્ય એટલું બધું છે કે જાણે નળ રાજાની જ પ્રતિકૃતિ જોઈ લ્યો !

**કહે ઋતુપર્ણ......તુંને ક્યાંથી થઈ**—એક દિવસના ચારસો કોસ કાપી શકવાની મંત્રવિદ્યા મને સાધ્ય છે એ બાહુકની વાત સાંભળી ઋતુપર્ણ બોલ્યો, “આવા વિચિત્ર કુબડા રૂપવાળાને આવી અસામાન્ય–અલૌકિક વિદ્યા આવડે એમાં કાંઇ ખાસ હેતુ–મોટો ભેદ હોવો જોઇએ, બાકી આ વિદ્યા એક ઇંદ્ર અને બીજો નળ એ જ જણ જાણે છે. તું એ ક્યાંથી શીખ્યો તે કહે.”

**પૃ. ૩૨. જે ચક્રવાક......ન રુચે**—સુખ અને દુઃખ એ મનનું કારણ છે. દિવસે આકરો તાપ પડતો હોય છે છતાં પોતાની પ્રિયાનો સાથ હોવાથી ચક્રવાકને તડકાનું દુઃખ લાગતું નથી અને એ ખુશીથી તડકો સહન કરે છે. પરંતુ રાત્રે પોતાની પ્રિયાનો વિયોગ હોવાથી ઘંડાં ગણાતાં ચંદ્રનાં કિરણ એને સાલે છે. મતલબ કે જ્યારે જ્યારે મનને કંઇ વ્યથા હોય છે ત્યારે બહારથી ગમે તેટલું સુખ હોય, પણ કાંઈ ચેન પડતું નથી. પ્રાચીન માન્યતા છે કે ચક્રવાક અને ચક્રવાકી દિવસે સાથે ફરે છે પણ સૂર્યાસ્ત થતાં ઉડીને સામસામે કાંઠે વિખૂટાં રહે છે. અહિંયાં નળને દમયંતીનો વિયોગ છે એટલે નળની કરેલી શરતો મુજબ ઋતુપર્ણે સઘળી સગવડ કરી આપ્યા છતાં બાહુકને દિલમાં દુઃખ હોવાથી જરાયે ચેન પડતું નથી.

**બાળ બિહામણો......છૂટી આપડી**—બાહુક સુતા પહેલાં નિત્ય એક શ્લોક બોલતો, તે શ્લોક સાંભળીને હયશાળામાં રહેતા

પાડોશી લોકોને આશ્ચર્ય થયું કે છોકરાં બી મરે એવો આ બાહુક આવ્યો છે, તે વળી કેવા વિયોગથી પીડાતો હશે! આવા કદરૂપાને કોઇ પરણે નહિ અને તેને વિયોગે હોય પણ નહિ. અને માનો કે એને સ્ત્રી હોય તો એ સ્ત્રીએ કેવાં પાપ કર્યાં હશે કે એને આ બીહામણા બાહુક જોડે પાનાં પડયાં! સારૂં થયું કે નળ રાજા વનવાસ જવાથી એનો સેવક આ બાહુક એને છોડીને નીકળી ગયો; નહિ તો આ ભૂતથી બિચારી કદી છૂટત નહિ.

**નોંધ**:—કર્મનું ફળ અનિવાર્ય છે, એ ધર્મનો સિદ્ધાંત કરકોટકની કથામાં પણ કામ લાગ્યો છે. તે ઉપરાંત, કરકોટક નાગના મેળાપ પછી નળની દશા વળે છે, અને તેમાં એ નાગ કેવી રીતે ઉપયોગી થયો છે તે નોંધવા યોગ્ય છે. મૂળ કથા સંબંધમાં બંધ બેસતી અને કામ આવતી કથા જ યોગ્ય રીતે મેળવી દેવાય. ઈશ્વર દુઃખ નાખે તેમાં પણ હેતુ હોય છે. શાપ એ ભાવિનું ઉચ્ચારણ છે; અને કરકોટકના ભાવિ ઉદ્ધારને સિદ્ધ કરવા નળરાજા ઉપર કળિએ નિમિત્ત માત્ર થઇને દુઃખ નાખ્યું. છતાં નળ દુઃખ ભોગવે છે તેનું કારણ પોતાનાં કર્મ છે જ. સરખાવોઃ—

'કામ સકળ હરિથી નીપજે, પણ હરિ શિર પોતે નવ લે રજે,
જીવ થકી કાંઈ નવ થાય, હું હું થઈ ફોગટ બંધાય.'—**અખો.**

ઋતુપર્ણ રાજાની નોકરીમાં રહેતી વેળા નળ જે શરતો કરે છે તે નળરાજાની સ્વમાન પ્રીતિ બતાવે છે.

## કડવું ૩૬

**પૃ. ૩૩ પ્રભુ**—ધણી, પતિ. **અમ**—છઠ્ઠી વિભક્તિનું જૂનું રૂપ. અમારાં. **કારમાં**—સુકુમાર, કોમળ. સરખાવો 'કારમું છોકરૂં.' **હાસ**—ઉપહાસ, મશ્કરી, હસવા જેવી, વિસાત વિનાની વાત. **કીધા સાદ**—નામ દઇને બુમો પાડી. **વિષાદ**—ખેદ. **તમ ચર્ણ આણ**—તમારા પાદના સમ. **તમ ચર્ણ......જાશો રે**—તમારા પોતાના સમ ખાઇને

કહું છું કે તમે જો વ્હારે નહિ આવો તો મારો જીવ જતો રહેશે. સંસ્કૃતમાં **पाद** શબ્દ નામ અથવા સંબોધનના શબ્દની પછી માનાર્થે ઉમેરવામાં આવે છે. (સરખાવો 'તાતપાદના જીવતાં હતા આપણ નવાં પરણ્યાં જ્યારે'—उत्तररामचरितम् ) પ્રેમાનંદે અહિં पूज्यपाद पातेपा એવા અર્થમાં 'તમ ચર્ણ' નો પ્રયોગ કર્યો હોય એમ લાગે છે. **સાવજ** ( **श्वापद** ) શિકારી પશુ. **વાહો છો**—છેતરો છો. **સમ**—તમારા સમ. **જાઓ છો હાડ**—છેલ્લી હદ સુધી જાઓ છો, છેલ્લે પાટલે બેસો છો. **રાડ** (૧) બૂમ (૨) ફરિયાદ. અહીં બૂમ અર્થ છે. **ફાંસુ**—ફોગટ, મિથ્યા. **રાડ...ફાંસુ**—મારા આમ મરવાથી લોકમાં નકામો બૂમાટ થશે. **અગોપ**—(**गुप्**) છૂપાયેલા, અદૃશ્ય. 'અ'થી અર્થમાં કાંઇ ફેરફાર નથી. સરખાવો—અલોપ, અવસ્થા. **પેખું** (**प्रेक्षे**) દેખું. **લહું**—જાણું, ઓળખું, જુઓ 'લહ્યું' ઉપરની નોંધ (કડવું ૩૫). **સ્થાનક કેમ રહું**— શી રીતે સ્વસ્થ રહું ? મન શી રીતે ઠેકાણે રાખું ? **અવેવ**—અવયવ. **અવેવ...જોયરે**.—મારાં ઉઘાડાં ગાત્ર તારી ગેરહાજરીમાં તારાઓ જુએ છે, એ અયોગ્ય ગણાય. સરખાવો, 'ઉફરાટી કરી સુંદરી નળ ચાલ્યો દેહ નગ્ન કરી. લાજ્યાં પંખીને લાજ્યું વંન, લાજ્યો સૂરજ મીચ્યાં લોચન.' અંધારી ચંદ્ર વગરની રાત્રિમાં આખું વન, પશુ પક્ષી સમેત, સૂઇ ગયું છે. એકલા તારા જાગે છે. અને એ તારા દમયંતીની એબ જોઇ જાય એ નળને શરમાવા જેવું છે. **વહાલે વછોડી**—વ્હાલમ નળે તજેલી. **માંડયું વલવલવું**—સામાન્ય કૃદંત અહીં નામ તરીકે વપરાયું છે. તેને કૃદંત નામ અથવા નામરૂપી કૃદંત કહે છે. દા. ત. 'મને જવું ગમતું નથી.' એમાં જવું કૃદંત નામ છે. (દમયંતીએ) 'માંડયું વલવલવું' એ જૂનો કર્મણિ પ્રયોગ છે.

પૃ. ૩૯. **નેહ**—સ્નેહ. **ઉચાટે ભરી**—ઉચાટ—ચિંતાથી પૂર્ણ. **હુંય પરહરી**—મને છોડી. જૂનો કર્મણિ પ્રયોગ. **ભ્રાંતે**—'ભ્રાંત'નું તૃતીયા એક વચન. ભ્રાન્તિ, વહેમ. **અલ્પ ભ્રાંતે**—નજીવી શંકા ઉપરથી.

નોંધઃ—પોતાની દયાજનક દશાનું દમયંતી ઘણું કરુણ બ્યાન કરે છે. આટલી આપત્તિમાં પણ એ નળને માથે કોઇ દોષ ઓરાડતી નથી, અથવા કટુ શબ્દ બોલતી નથી. પોતાના પતિ વિના સ્ત્રી પોતાને કેવી અબળા–અસહાય–નિરાધાર સમજે છે, તેનું યથાર્થ ભાન દમયંતીના દીન શબ્દોથી થાય છે.

## કડવું ૩૭

**રસનાએ**–જીભે. **શુધ્ધ**–શુદ્ધિ, ભાન. **પાય**–પગમાં. **કાંટે**–કાંટામાં, ઝાંખરાંમાં. **નયણે**–દરેક આંખમાંથી. એટલે બે આંખમાંથી આંસુની ચાર ધારા પડે. માટે આપણે 'ચોધાર આંસુએ' રડે છે એમ કહીએ છીએ. **શોણિત**–લોહી. **કરાડ**–ભેખડ. **અશુધ્ધે**–અશુદ્ધિ સતે (સતિ સપ્તમી), બેભાનાવસ્થામાં હોવાથી. **ઉધ્રડકે નહિ**–બ્હીએ નહિ; છળે નહિ. સર૦ 'ઉધડકી ઊઠિયો વેગે વૈકુંઠપતિ.' 'ગાજે મેહ, ઉધડકે દેહ; સખિ, આવે હૈયા ધારણ રે.' **ટીંબા ટેકરા**–નાના અને મોટા ટેકરા. **ખોહ**–ખાઇ, કોતર. **પ્રીછ**–સમજણ. **અર્ણ્યમાં**–અરણ્યમાં, જંગલમાં. **સૂકર**–સૂવર, ભૂંડ. **રોઝ**–એક જાતનાં જંગલી પ્રાણી. એ ટોળામાં ગૂજરાતનાં કોઈ ગામડાની સીમોમાં રખડતાં જોવામાં આવે છે. મૂર્ખ માણસને 'જંગલના રોઝ' જેવો કહે છે. **ચીકારડા**–છીંકારાં. મૃગની જાત. **ફાલુ**–શિયાળ જેવું એક પ્રાણી. **સમેર**–સમેરવો, એક વનસ્પતિ. **ઘાટ**–નદી તળાવના ઘાટ, ઓવારા.

**નોંધ**:—પૃ. ૨૬ ઉપર 'દમયંતી નિદ્રાવશ હતી.' તે ૩૬મા કડવામાં સ્વપ્નમાં છળી ઉઠે છે. એ કડવામાં દમયંતી શુદ્ધિમાં છે. અને ગાઢ અરણ્યમાં પોતાની અસહાય સ્થિતિ જોઈ નળ માટે વિલાપ કરે છે.–પણ આ કડવામાં દમયંતીનું દુઃખ બેહદ થઈ ગયું છે, અને એ બેભાન થઇ ગઈ છે; એટલે 'નળ' 'નળ' બોલતી ભૂખ–તરસ કે ઉંઘ–ઉજાગરો પ્રીછ્યા વગર ત્રણ દિવસ અને ત્રણ રાત સુધી એકલી અટૂલી રખડે છે. અશુદ્ધિમાં હોવાથી બ્હીક ચીજ શું છે

ને ભૂલી ગઇ છે—વાઘ બરાડે છે તેથી બ્હીતી નથી. ( કડવું ૩૭ ) એટલું જ નહિ, પણ શાર્દૂલ, ચીતરા વગેરેની જોડે વ્હાલ ધરીને વાતો કરે છે. ( કડવું ૩૮ ).

## કડવું ૩૮

**નૈષધ...નાર રે, ભીમક...કુમાર**—નળ જેવા રાજાની સ્ત્રી અને ભીમક જેવા રાજાની પુત્રી આવી દીન હીન દશામાં રખડે છે એ ભાવ વ્યક્ત કરવા આ વિશેષણો દમયંતી માટે યોજ્યાં છે. **ઉલટ**—હોંશથી. તૃતીયાનો પ્રત્ય લુપ્ત થયો છે. **ભાળ**—તપાસ, સમાચાર. **પૂછે ભાળ**—' નળને ભાળ્યો ? ' એમ પૂછે છે. કટ—કટિ, કેડ. **પશુઅરિ**—પશુઓનો અરિ ( દુશ્મન, ઘાતક ). સિંહ. **વનદેવી**—દમયંતીને એના વિચિત્ર વર્તનથી હિંસક પશુઓ મનુષ્ય નહિ, પણ વનદેવતા સમજે છે, અને તેથી તેનાથી બ્હીએ છે. **પુણ્ય શ્લોકે...સર્વ કોય રે**—આ શબ્દો કવિ બોલે છે. સમાજમાં સ્ત્રીનું સ્થાન પુરૂષ પર કેટલે બધે અંશે અવલંબતું તે આથી જણાય છે. **જાનુ લગે**—ઘુંટણ સુધી. **રીર**—રાડ, બૂમ, ચીસ. **વિષ...શરીર રે**—શરીરમાં ઝેરનો સંચાર થયો, એ ઝેરની અસર નહિ થાય, જુઓ, આ જ કડવાની છેવટે ' વૈદરભીને વિષ ચડયું નહીં ' કારણ કે ઈંદ્ર ( વાસવ ) ઈંદ્રાદિ દેવોએ સ્વયંવર વખતે વરદાન આપ્યું હતું ' અમૃતસ્ત્રાવિયા થજો તુજ કર. ' પૃ. ૩૭ **ભક્ષ**—ભક્ષ્ય, ખાવાનું. **અજગર**—અજ (બકરૂં) ગળે છે તે. બકરાને ગળી જાય તેવો એક જાતનો મોટો સાપ. **કંઠે...કાચકી**—ગળું રૂંધાઈ ગયું. **હૃદે રસના**—હૃદય અને જીભ. ' મૂકે નહીં ' ના કર્તા છે. **સાહી**—ઝાલી, ટેકો કર્યો, મદદ કરી. **કર તળ**—હથેલી. **દેહી**—'દેહ' ના અર્થમાં. **પરમ નિધાન**—મૂળ સ્થાનમાં, સ્વસ્થ, ઇજા વગર. **હળાહળ**—ઝેર.

**નોંધ**:—શાર્દૂલાદિ પશુઓ સાથે દમયંતી વાત કરે છે, તે એની ઘેલછાની નિશાની છે. અત્યારે નળ સિવાય બીજા કશાનું એને ભાન નથી. પણ નળ વિષે તો તે તન્મય બનેલી છે. નળના અને પશુઓના અવયવોમાં ક્યાં ક્યાં સામ્ય છે તે એ બરાબર વર્તી શકે છે. તરુવરોને જે વિ-

નંતી કરે છે તે હૃદયસ્પર્શી છે, અને આપણી કલ્પનાને સુરમ્ય લાગે છે. રામ પણ સીતાની શોધમાં આવી રીતે આખા વનમાં ભટક્યા હતા.

## કડવું ૩૯

**વિષધર**—વિષ ધારણ કરે છે તે. ઉપપદ સમાસ. **વ્યાધ**—પારધિ. **જગને જીતી**—જગ આખું જીત્યું હોય તેમ, પ્રફુલ્લ વદને. **પ્રક્ષાલન કીધું**—ધોયું.

પૃ. ૩૮ **વિસ્મે હુવી**—વિસ્મય થઇ. વિસ્મય પામી. **જીવાંતક**—જીવો (પશુઓ)નો અંતક (કાળ—યમદેવ) ષષ્ઠી તત્પુરૂષ. પારધિ. **વિદ્યા**—(શિકારી તરીકેની) કુશળતા. **પારધિપતિ**—પારધીઓનો રાજા. અહિં પારધિ વ્યાધ વગેરે શબ્દ શિકાર કરીને ગુજરાન કરતી જંગલમાં રહેતી કિરાતો જેવી કોઇ જાતને માટે યોજાયા છે. હિમાલયની તળેટીમાં નવો વસવાટ કરવા આવેલા આર્યોને આવી ટોળીઓને હાથે ઘણું ખમવું પડ્યું હશે, તેના આ ઉપકથામાં પડઘા પડ્યા છે. **લાધી**—(**લબ્ધ**) ઉપરથી સ્ત્રીલિંગ, મળી. **આણી દશે**—આ દિશામાં. **રળી** (જૂ. ગૂ. **રૂલી**)—હોંસ, આનંદ સર: ‘ પહોતી મનની **રૂલી** ’ **રળી**આમણું, **રળી**આત થવું. **રળી રસે**—આનંદ અને રસથી રળીઆત થઇને. **કુવરધું**—વાંકું, કઠણુ, કડવું. **ઓસરવા** (**અપ+સૃ**) આઘી ખસવા. **ધસ્યો**—‘ ધસવું ’નું ભૂતકૃદંત, ‘રાહુ’નું વિશેષણ. દોડી આવેલો. **ચાંપે**—દબાવે, પકડે (અને જેમ ચંદ્ર થરથર કંપે). **ઓરૂં** (**आरात्**)—(મારા) ભણી આ બાજુ. **ખડગ—શુદ્ધ** પાઠ: **ખગ**—આકાશ, આભ, નભોમંડળ, પારધીના દુષ્ટ કર્મ ઉપર કુદરતનો કોપ (ઉલ્કાપાત જેવો) ઉતરશે, એમ સૂચવે છે. **ભાગ્યદશા મારી**—મારાં અહોભાગ્ય ! **જમપુરના વટેસારૂ**—યમપુરીની યાત્રાએ નીકળેલો વટેમાર્ગુ, હાથે કરીને મોત માગી લેનાર. **ભોળી**—મૂર્ખ. **ભામ**—ભામિની, ભામા, સ્ત્રી. **ઉવેખો**—અવગણો.

**પૃ. ૩૯. તરણ**–ત્રણ. **ચરણ રહેશે**—સેવા કરશે. **જીવ જીવશું**-જીવ સાથે જીવ. **જડિયા**-ભૂતકૃદંત 'આપણ એ'નું વિશેષણ, **આપણ...સાંપડિયા**—એકબીજાના આત્મા ઓતપ્રોત થયા છે એવાં (જીવમાં જીવ પરોવ્યો છે એવાં) આપણે બે કોઈ અકથ્ય પુણ્યકર્મના યોગથી ભેગાં મળ્યાં છીએ. **વરતો**—(**वृत्**) થાઓ, રહો. **નરતો**—ઉતરતો. **પૂરી વાસ**–(ઘરમાં) રહીને. **સદન**—ઘર. **લ્હાવો**—(**लाभ**) લાભ. **ભક્ષ દુઃખ**—ખાવાપીવાનું દુઃખ. **હુંને**—મને. 'આજ હરિ **હુંને** જો મળ્યા પિંડ પુષ્ટ જ થાશે.'—સુદામા ચરિત્ર. **ખપ**—(**कालक्षेप**) મહેનત. મહેનત કરવામાં વખતનો ક્ષેપ થાય, તે ઉપરથી. **વરતાં**—પરણતાં. **તૃણના મેરુ** (કરે)—સર૦ 'સાંઈ આંસે સબકુચ્છ હોત હૈ. મુજ બંદેસે કછુ નહિ; રાઈકું પરબત કરે પરબત બાગે જ માંય.' **અશરણ શરણ** (સંબોધનાર્થ) નથી શરણ જેને તે, અશરણ(નઞ્ બહુવ્રીહિ) અશરણનું શરણ—અશરણ શરણ. ષષ્ઠી તત્પુરુષ. નિરાધારનો આધાર. **લીલા**—માયા. **ખોઈ**—ખોએલી, ભૂતકૃદંત, 'નારી'નું વિશેષણ. **સંભાળ્યું સત્ય**—શીલનું રક્ષણ કર્યું. પાઠાન્તરઃ—'સંભાર્યું સત્ય'—પોતાના સચ્ચારિત્ર્યના બળનો પ્રતાપ અજમાવવાનો વિચાર કર્યો. 'સતબળે' શાપ દઈ ભસ્મ કરવા ઠરાવ્યું. **કમળાપતિ**—વિષ્ણુ. **સમે**—સમય. સરખાવો હ્રદે–હ્રદય; વિસ્મે–વિસ્મય. **મધુસૂદન**—મધુ રાક્ષસનું સૂદન (નાશ કરનાર), વિષ્ણુ. **મામ**—ટેક, મમત્વ, સ્વાભિમાન. **ગ્રાહ**—મગર. **મદગળ**—મદ ગળે છે–ઝરે છે તે, હાથી. ઉપપદ સમાસ.

**પૃ. ૪૦ અસતથી સ્વતંતર**—અસત્યથી મુક્ત, શીલવતી. **અન્યથી**–અન્ય તરફ. **આપત્...સતે**—વિપત્તિમાં, કસોટીના પ્રસંગમાં પણ, સામાન્ય દિવસોની માફક શીલનું રક્ષણ થાય ત્યારે ખરૂં. **પંચ મહાભૂત**—મહાન ભૂતો–મહાભૂતો (કર્મધારય) પાંચ મહાભૂતોનો સમાહાર–પંચમહાભૂત (દ્વિગુ) પૃથ્વી, આકાશ, જળ, તેજ અને વાયુ, એ પાંચ મહાભૂતોની સમસ્ત સૃષ્ટિ સર્જાઈ છે. **આપ**—(**आत्मन्**) પોત, શરીર. **ઉપકારીને દીધો શાપ**—પારધિએ અજગરના મુખમાંથી

મૂકાવી હતી તેવા ઉપકાર કરનારને મારે શાપ દેવો પડયો એમ દમયંતીને પશ્ચાતાપ થયો. **વ્રત**—શિયળવ્રત. **લૌકિક લાંછન લાગુ**—લોકમાં અપકીર્તિ થઇ. **પાખે**—સિવાય. **પાંગરો**—છુટી દોરી. અહિં વાળની છુટી લટ. **ગૂંથી ગ્રંથે**—ગાંઠવાળી. આ રીતે કેશની છુટી લટોનો ફાંસો કર્યો. **તાપસ આશ્રમવાડી**—તાપસ (તપસ્વી ઋષિ) ના આશ્રમની વાડી. **દિગંબર**—દિશાઓ છે અંબર (વસ્ત્ર) જેના તે, વસ્ત્ર પહેર્યા વિનાનો, નગ્ન. કળિયુગે જ દિગંબર મહંતનું રૂપ લીધું છે. **નાસા ગ્રહી**—કળિ યોગ સાધના કરતો હોય તેવો ઢોંગ કરે છે. **અલ્પ...કાંતે**—કળિયુગ દમયંતીમાં વિશ્વાસબુદ્ધિ ઉત્પન્ન કરી એને ઠગવા માગે છે, માટે દમયંતીના મનની જ વાત કરે છે. જુઓ, 'અલ્પ ભ્રાંતે હું તજી' (કડવું ૩૬ નું વલણ).

**પૃ. ૪૧ 'નળનું પ્રશ્ન કરો'** નળ હાલ શું કરે છે એ પ્રશ્નનો તમારી વિદ્યાથી ઉત્તર કરો, અથવા જે દેવદેવીની સાધના હોય તેમને એ પ્રશ્ન પૂછો. **ઠરી ઠાર** (ઠામ)—સ્વસ્થ થઇ; તેનું મન ઠેકાણે આવ્યું. **જાણી નળ**—નળ છે તે જાણી, નળ સુખી છે એ જાણી. **સ્વપ્નાંતર**—સ્વપ્ન મધ્યે.

## વિવરણ.

**પૃ. ૩૮ મનની ખટપટ.........ઘેલામાં ખપો**—દમયંતીના દેખતાં વ્યાધે અજગરને મારીને ખાધો. સ્ત્રીને જીતવાને પોતે મોટું પરાક્રમ કર્યું હોય એમ સમજી પારધિ દમયંતી પ્રત્યે બોલ્યો, "હે સુંદરી ! તું તારા મનની સઘળી ઘડભાંગ જવા દે અને નિશ્ચિંત થઇને મારે વિષે પ્રેમ કર. હું સર્વ વ્યાધોનો રાજા છું, સારૂં થયું કે તું મારે હાથ ચઢી, હું તને પટરાણી બનાવીશ. તારાં માતપિતા અને સ્વામીનું નામ કહે. શું તને વૈરાગ્ય આવવાથી તું વનમાં નિકળી પડી છે? આ દિશામાં એકલા આવવાનું કારણ શું? તમારૂં નામ શું? જરા મારી સાથે હોંશથી રસભેર વાત કરો. શું કોઇએ કાંઇ

કઠણ વચન કહ્યું ? તમારે દિલે અડધું વસ્ત્ર કેમ છે ? આમ 'નળ. નળ' શું બોલબોલ કરો છો ? આમ તો ડાહ્યાં હોવા છતાં લોક તમને ઘેલાં કહેશે. **ધસ્યો રાહુ......પડશે ખડ્ગ**–પારધી દમયંતીના સૌંદર્યથી લોભાઇ એને અડવા ગયો ત્યારે તે પાછે પગે પાછી જવા માંડી. તે વખતે દમયંતી થરથર કંપી રહી હતી, જાણે ગ્રહણ વખતે ચંદ્ર ઉપર રાહુ ધસી આવે ને દબાયલો ચંદ્ર કાંપતો ન હોય ! છતાં દમયંતી હિંમતથી બોલી, હે વ્યાધ ! મારા તરફ એક ડગલું સરખું ભરતો નહિ, જો મને અડયો તો ખાતરી રાખજે કે આ પૃથ્વી ઉપર આભ (નભો મંડળ) તુટી પડશે, અને મહાન ઉલ્કાપાત થશે. હું રાજ-સતીનું અપમાન ઇશ્વર સાંખશે નહિ.

**પૃ. ૩૯ દેવ નહીં......અશરણશરણ**–દમયંતીને પટરાણી કરવા માટે લોભાવતો શિકારી આમ દમયંતી આવી મળવાથી વિધિનો આભાર માને છે. હે નિરાધારના આધાર ! તારી માયા એવી છે કે તેના બળે કીડી જેવું નાનું પ્રાણી કુંજર જેવું મહાન થઇ જાય છે અને મેરૂ પર્વત જેવા મહામુલ્ય પર્વતને તરણા જેવા વિસાત વગરનો કરી દે છે. કારણ કે જેને દેવો પણ અપાર પ્રયત્ન કરવા છતાં પણ મેળવી શકયા નહિ તે દમયંતી સહેજમાં મારા હાથમાં આવી છે.

**આપ્યું પદ ધ્રુવને......વિલંબ**—દમયંતીએ પોતાને ભેટવા દોડી આવતો પારધિ જોયો એટલે પોતાના શિયળનું રક્ષણ કરવાને માટે વિષ્ણુ ભગવાનને સંભાર્યા અને બોલી, " હે પ્રભુ ! જેવી રીતે જૂદા જૂદા ભક્તોની ટેક તમે રાખી છે તેવી આજે મારી પણ રા-ખો. ઉત્તાનપાદ રાજાનો પુત્ર ધ્રુવ, બાળવયમાં તમારી ભક્તિ કરીને તમારી કૃપાથી આકાશમાં તારા તરીકે અચળ પદ પામ્યો; વળી ગજેંદ્ર ઐરાવતને તમારું સ્મરણ કરતાં વેંત તમે મગર પાસેથી છોડાવ્યો. તમારા ભક્ત પ્રહ્લાદને તેના રાક્ષસ પિતા હિરણ્યકશિપુએ શિક્ષા દાખલ એક ધગધગતે થાંભલે બાંધ્યો હતો, ત્યારે તમે એ

થાંભલા ઉપર કીડીની હાર ચાલતી દેખાડી; પ્રહલાદને થાંભલે વળગ-વા પ્રેરણા કરી અને છેવટે એ જ થાંભલામાંથી પ્રગટ થઇ આપે એ રાક્ષસનો સંહાર કરી પ્રહલાદની વ્હાર કરી. એ જ પ્રમાણે તમે અત્યારે વિના વિલંબે મારું પણ રક્ષણ કરો. ”

**પૃ, ૪૦. જદ્યપિ વ્રત......ફાંસો કંઠે.**—મારા શિયળ વ્રતનો જો કે ભંગ થયો નથી છતાં, મારે આ પારધિ સાથે એકાંત પ્રસંગ પડયો એથી કરીને લોકો મારા ઉપર ખોટું આળ મૂકશે તેથી મારે હવે જીવવા જેવું રહ્યું નથી. વળી મારે મરી જવાનું બીજું પણ કારણ છે, નળ વિના મારે જીવીને શું કરવું ? મને હવે મરણની બીલ-કુલ બીક નથી; એમ કહી દમયંતીએ પોતાની અલક લટોનો ગાળો બનાવી તે વડે ગળે ફાંસો ખાઇ મરવાની તૈયારી કરી.

**નોંધઃ**—દમયંતી પ્રત્યેનું વ્યાધનું વર્તન સામાન્ય રીતે ગ્રામ્ય લાગે છે, વનની અંદર ગ્રામ્ય જનોનો સંસર્ગ થાય એટલે ગ્રામ્ય વર્તનના ભોગ થવું પડે એ સ્વાભાવિક છે. તેથી ઉલ્ટું આ પ્રસંગ દરમ્યાન દમયંતી કેવું વર્તન બતાવે છે તે જોવા જેવું છે. જગ જીતીને આવતા હોય એમ હિંડતા પારધિની પાછળ વૈદર્ભી બ્હીતી બ્હીતી જાય છે. એનું અજગરભક્ષણ જોઇ વિસ્મય પામે છે. પછી પારધિ સ્પર્શ કરવા આવે છે ત્યારે થરથર કાંપે છે છતાં હિંમતથી કહે છે, ' મા ભરીશ ઓરું ડગ, તુજ પર તૂટી પડશે ખડ્ગ; હું તો ભીમકરાયની બાળી,... હું તો દમયંતી નળની નારી. ' અને ' મુરખ જમપુરના વટસારૂને ' મરણથી બ્હીવા કહે છે. હજી દમયંતીના દીલમાં કંઇક દયા છે પણ પારધિ હઠ છોડતો નથી અને બળાત્કારે આલિંગન કરવા દોડે છે, ત્યારે દમયંતી ક્રોધે ભરાઇ શાપ આપે છે; પણ શાપ આપીને તરતજ પશ્ચાત્તાપ કરે છે અને લોક લાજની બીકથી તથા સ્વામી વિરહથી આપઘાત કરવા તૈયાર થાય છે, તે વેળા પણ નળની દાસી થઇ અવ-તરૂં એજ એની ઝંખના છે. અને જોગીરૂપ ધારી કળિયુગને પણ નળનું

પ્રશ્ન પુછે છે ને જ્યારે જોગી કહે છે કે નળ બીજી નારી શોધે છે ત્યારે દમયંતી કહે છે, 'લક્ષ નારી કરો રાજન; પણ મારે નળનું ધ્યાન.'

## કડવું ૪૦.

**ત્રિભુવન નાયક નર**=ત્રણે લોકમાં શ્રેષ્ઠ પુરૂષ નળ રાજા. **મેં...અમર રે**–મારાથી અવગણાયેલા દેવલોક.

**પૃ. ૪૨. લક્ષણવંતે**–સામુદ્રિક લક્ષણયુક્ત નળરાજાએ. **હસાવ્યા.** સ્વયંવરમાં આવેલા સર્વ લોકને મારી મશ્કરી કરવાનું કારણ આપ્યું. **આજ રિપુને...પર્વ રે**—અત્યારે આ મારી દુર્દશા દરમ્યાન શત્રૂઓ મારી હાંસી કરીને મહોત્સવ માણતા હશે. **વિહંગમ વેવીસાળીઆ**—હંસ, જેણે નળ દમયંતીનું વેવીસાળ મેળવી આપ્યું હતું. **વજ્રાવતી**—દમયંતીની માનું નામ છે. **ઢાંક......ગાત્ર રે**—અત્યારે હું વસ્ત્ર વિનાની રખડું છું તે તું મને બોલાવી મારૂં રક્ષણ કર. દિકરીની સર્વ સંભાળ હિંદુ સંસારમાં માતા કરે છે એટલે અહિં માને કરેલું સંબોધન યોગ્ય છે. **જામાત્ર**—જમાઇ, નળરાજા. **જાઉ ભામણે**—ઓવારી જાઉં. ઓવારણાં કરતી વખતે માથાની આસપાસ હાથ ફેરવવામાં આવે છે તેને ભામણું (ભ્રમણ) કહે છે. **ભુપ રૂપને જાઉં ભામણે**—નળરાજાના રૂપ ઉપર હું વારી જાંઉ, ઓવારી જાઉં, મારી જાતનું બળીદાન આપું. **સલુણા**—(**સલાવણ્ય**) લાવણ્ય સહિત, સુંદર. 'લવણ' શબ્દનો અર્થ મીઠું, સબરસ પણ થાય છે. આપણી રસોઇમાં પણ લાવણ્ય–મીઠાશનું કારણ તે લવણ–મીઠું સબરસ છે.

**નોંધ**—અત્યાર પહેલાં પોતાના જીવનમાં સુખ રેડનારી વ્યક્તિઓને નામથી સંભારી દમયંતી પોતાના હૃદયનું દર્દ ઠાલવે છે. સામાન્ય મનુષ્યની માફક 'દુશ્મન રાજી થશે' એ વિચાર એને બહુ દુઃખ કરે છે. આવો જ વિચાર નળને કડવું ૩૪ માં આવ્યો છેઃ 'દોહ્યલે પામી...પામશે સુખ' (પૃ. ૨૯) પોતાને પડતી સર્વ વિપત્તિઓનું કારણ પોતાનાં કાંઇ પૂર્વ જન્મનાં કૃત્ય હોવાં જોઇએ એમ દમયંતી માને છે.

## કડવું ૪૧

**ક્યં હું**—ક્યાંય પણ. **વણજારા**—વેપાર વણજ કરનારા. **પહેલાં** પોઠીયા ઉપર માલ નાખી ગામ પરગામ લઈ જવાતો લવાતો એટલે વણજારા તે વખતે વણજારા. વેપારી હતા, પણ અત્યારે ભાડે પોઠ ફેરવનારી વણજારાની એક કોમ થઈ ગઈ છે. એની વસ્તી વિશેષ મારવાડ ભણી છે.

**પૃ. ૪૩. જળતીર છો**—નદીને કાંઠે તીર્થક્ષેત્રમાં છો. જૂની ઢબના લોકો અત્યારે પણ કેટલાંક સ્થળ સમય એવાં ગણે છે કે જ્યારે જૂઠું ન બોલાય. જેમકે: સંધ્યાકાળ, ભોજન કાળ, ખોળામાં છોકરૂં હોય ત્યારે, દેવમંદિરમાં, તીર્થ ક્ષેત્રમાં, વગેરે. **વીર**-ભાઇ. **જાત્ર**—જાત્રા. અડસેઠ જાત્રાનું પુણ્ય મળે. **લટકતી**—લટકાળી. **લહેરીઉં**—ગળામાં પહેરવાનું ઘરેણું. **કંઠે......કુંડળ લળકતાં**—આ શણગારની વાત પરદેશી વેપારીઓને કરતી વખતે દમયંતી પોતે ગાભરાયેલી છે એટલે વનવાસી નળ અને વનવાસ પહેલાંનો નળ એ બે રૂપ વચ્ચેનો એ પૂરો ભેદ ભુલી જાય છે. અને બેયનું મિશ્રણ કરી નળનું ત્રીજું વર્ણન નીપજાવે છે, કારણ કે નળ જ્યારે વનમાં ગયો ત્યારે 'સર્વ ત્યજી એક વસ્ત્ર રાખી ઉડ્યો' હતો ( કડવું ૩૦, પૃષ્ઠ ૧૮ ) **અધર**—હોઠ.

**પૃ. ૪૪ નિર્લજ**—સ્ત્રી દમયંતી એકલી વનમાં ભમે છે માટે એને નિર્લજ કહી છે. **કૃત્યા**—શાક્ત પંથમાં પૂજાતી એક દેવી, ડાકણ. **કો કહે નારી હું નૈષધપતિ......જોયે ઘણા**—આ વેપારીઓ પ્રાકૃત જનની માફક વર્તે છે. એમના શબ્દો દ્વારા કવિ મનુષ્ય સ્વભાવની ક્ષુદ્ર બાજૂનું વર્ણન કરે છે. અને આ વર્તનનું તાત્કાલિક ફળ તેમને આ જ સ્થળે મળે છે. હાથીઓ તેમને રગદોળી નાખે છે. **ગજજૂથ**—હાથીનાં ટોળાં. **મેગળ મંડળી**—મદગળ હાથીનો સમૂહ. **મદગળી**—મદગળિ—મદગળે. હાથીઓએ.

**પૃ. ૪૫. કુત્સિત વાક્ય**—ખરાબ વચનો. **અધિષ્ઠાતા**—વડો, ઉપરી. **આપનો**—પોતાનો. **જીવતો સાથ**—બાકી રહેલી વણજાર.

**કુતૂહળ**—અજાયબી, કૌતુક. **તિથિપત્ર**—અમુક તિથિ-દિવસે ગ્રહોની કયા કયા સ્થાનમાં સ્થિતિ છે તે પત્ર બતાવનાર કાગળ-પત્ર. ટિપણું. **ઉત્પાત**—ઉલ્કાપાત. આકાશમાંથી ખરતા તારાનો વરસાદ થાય તે ઉપરથી મહા અનર્થ.

## કડવું ૪૨.

**શાકિણી**—ડાકણી.

**પૃ. ૪૬. રહ્યું બોલાતું**—બોલાતું બંધ થયું. **કંઠે કાંટાં પડે**—કંઠે કાચકી બંધાઈ, શ્વાસ રૂંધાયો. **બંધન ત્રૂટયું**—શરીરના સાંધા ભાગી ગયા; **વધૂ**—પુત્રવધૂ. પુત્રની સ્ત્રી. મારા જેવી સ્થિતિમાં પોતાની પુત્રવધૂને જોઇ આપણા પૂર્વજો-પિતૃઓ શરમાઈ ગયા. **રાખો**-(**રક્ષ**) બચાવો. સરખાવો, 'જેને રામ **રાખે** તેને કોણ ચાખે.' **ઢીમાં**—ઢીમણો. **સળ**—સોજા. **ઉષ્ણરેણુ**—ઉની ધરતી. **ઓહોલાસી**—ઉલ્લાસ પામી. **આપત અવસ્તા**—આપત્તિવાળી અવસ્થામાં. **શે**—શા વડે, શેનાથી. **વીલી**—વિહ્વળ.

**નોંધ**—દમયંતી એક દુઃખમાંથી પુરી છૂટે તે પહેલાં તેને માથે બીજું દુઃખ આવી પડે છે. વ્યાધ, વણજારા વગેરેને સુખનું સાધન સમજી એમનો આશ્રય શોધે છે, પણ પરિણામ વિપરીત જ આવે છે. **छिद्रेषु अनर्था बहुली भवन्ति ।**

## કડવું ૪૩

**પૃ. ૪૭. અવાસ**—આવાસ-મહેલ, રહેઠાણ. **આંખડી તળે ન આવે** (૧) નો પૂરો ખ્યાલ ન આવે. (૨) પાઠભેદઃ-'આણે'-મહેલમાં આજૂબાજૂ ક્યાંય જોતી નથી. **પરભવી**—પરાભવ પમાડી, હરાવી, દુભવી. **પ્રભુતા**—મોટાઈ, કુલીનતા. **પ્રભુતા...રમે**—તારું વાન કોઈ ગર્ભ શ્રીમાનના ઘરની દીકરીનું. **રૂપ માનવી**—મનુષ્યનું રૂપ. **માત**—દેવી. **મન મૂકી**—સંકોચ રાખ્યા સિવાય. **જથારથ**—યથાર્થ, જેવી હોય તેવી. **સર્વથા**—દરેક રીતે. **કર્મજોગે**—પૂર્વ જન્મના કર્મ (દૈવ) ના યોગથી.

**અંતરિયાળ**–અધવચ્ચે, રસ્તામાં. **ઈંદુમતી**–ભાનુમતી (દમયંતીની માસીની દીકરી.)

**પૃ. ૪૮ દહાડી**–દહાડિ દહાડિ, દરરોજ. **હવિષ્યાન્ન**–હવિષ્ય (હોમવાનું) અન્ન. કર્મધારય સમાસ. (૧) અગ્નિમાં હોમવાનું અન્ન. નિત્ય હોમ કરીને જ ભોજન કરૂં છું એવો ભાવાર્થ છે. (૨) સરસવ, જવ, તલ એવાં હવનકાર્યમાં વપરાતા અનાજનું હું ભોજન કરું છું. **સતી**–જેમ નળે 'બાહુક' નામ ધારણ કર્યું છે તેમ અહિં દમયંતીએ 'સતી' નામ ધારણ કર્યું છે. **આ માન**–(આ[illegible]માન) આદરસત્કાર. ગામ પરગામ ફરતા યાત્રિક બ્રાહ્મણોને દમયંતી નોતરતી, જેથી નળ વિષે કંઈ તપાસ મળી શકે. પાઠાન્તરઃ–'વિપ્રને આપે સન્માન'. **ટહેલીઆ**–ટહેલ નાખતા બ્રાહ્મણ. શિયાળામાં ડગલાની ટહેલ નાખતા બ્રાહ્મણો હજી પણ ફરે છે. **છતો**–પ્રગટ. **છતો થાય**–ઓળખવામાં આવે, જાણવામાં આવે. **દિન ખુએ**–દિવસો પસાર કરે. **તન તપે**–દુઃખ થાય. અકળામણ થાય. **અહરા પહરા**–અહિં તહિં, આમ તેમ. **ભ્રાંત**–વહેમ, શંકા. **રસાતળ**–સાત પાતળમાંનું એક પાતાળનું નામ, અર્થ એવો છે કે ભારે ઉત્પાત થશે. સરખાવોઃ–દમયંતીએ કહેલું વ્યાધને, 'તુજ પર તૂટી પડશે ખગ.' **સ્વામીદ્રોહી**–નિમકહરામ. **કુંભીપાક**–એક નરકનું નામ, જેમાં કુંભારનાં વાસણની માફક દુષ્ટોને પકવવામાં આવે છે. **સર્વથા**–સર્વ પ્રકારે, હરકોઈ રીતે, નક્કી. સરખાવોઃ–"જાવું પડશે **સર્વથા** ધણું રૂવે અબળા રાંક." (સુદામા ચરિત્ર).

## વિવરણ.

**પૃ. ૪૭ પ્રભુતા તારા......ભોગવવી વ્યથા**—વેપારીઓના હાથમાંથી છૂટીને દમયંતી પોતાની માસી ભાનુમતીના નગરમાં આવી, અને ત્યાં ભાનુમતીએ ઓળખ્યા વગર એને લોકોને હાથે અપમાન પામતી જોઇને બોલાવી. માસી ભાનુમતીએ દમયંતીને કહ્યું, "હે બાઈ! તારૂં શરીર જોઇને સહેજે કલ્પી શકાય છે કે તું ગર્ભશ્રીમંત છે. આવી ભાગ્યશાળી દેખાય છે, છતાં તું આમ રખડે છે કેમ ? તમે રુદ્ર, બ્રહ્મા,

વિષ્ણુ એવા કોઈ દેવનાં પત્ની લાગો છો. શા હેતુથી તમે મનુષ્યનું રૂપ ધારણ કર્યું છે? હે માતા! તમે આ પ્રમાણે આ લોકમાં દુઃખ વેઠો છો તેનું કારણ મને જેવું હોય તેવું ખુલ્લા દિલથી કહો." આ સાંભળી દમયંતીએ ઉત્તર આપ્યો, "હું નક્કી મનુષ્ય જ છું, મારા દૈવના સંયોગથી આ પ્રમાણે હું કષ્ટ વેઠું છું. અમે પતિપત્ની જાત્રાએ નીકળ્યાં હતાં તેમાં અડધે રસ્તે મારા પતિ મને ત્યજી ક્યાંક ચાલી નીકળ્યા એવો મારો ઇતિહાસ છે."

**નોંધ**:—નળદમયંતીને વનવાસ નીકળવું પડયું છે એ વાત ભાનુમતીને ખબર નથી એ જરા અયુક્ત લાગે છે; કારણ કે દમયંતીનો આખોયે ઇતિહાસ વનમાં રહેનાર પારધિપતિને ખબર છે એમ પહેલાં કવિએ કહ્યું છે, છતાં દમયંતીની માસી ન જાણે એ વિચિત્ર લાગે છે. માટે ખરી વાત એમ હોવી જોઇએ કે વ્યાધને પણ કશી ખબર નહોતી, પણ વ્યાધની પાસે એ મશ્કરીના બોલ બોલાવી શ્રોતાજનોમાં હાસ્ય ઉત્પન્ન કરવાના હેતુથી કવિએ પોતાના જ્ઞાનનું આરોપણ પારધીમાં પણ કર્યું.

ભાનુમતી જોડે દમયંતી જે શરતો કરે છે તે ઋતુપર્ણ સાથે બાહુકે કરેલી શરતોની યાદ આપે છે. બન્નેમાં સ્વાભિમાન બહાર પડી આવે છે. આ પ્રમાણે નળ દમયંતીને વનવાસ દરમિયાન બીજા પ્રદેશમાં એક જાતના અનુભવ થાય છે, જેમ કે:–બન્નેને સાપનો ભેટો થાય છે, બન્નેને ગામમાં પેસતાં લોકોની હાંસીના ભોગ થવું પડે છે. બન્ને ગુપ્તવાસ ગાળવાને માટે કોઈ રાજ દરબારે જઈ ચઢે છે.

નળ રાજા ઋતુપર્ણને ઘેર પહોંચ્યો ત્યાર પછી તેના જીવનમાં બીજા કંઈ વાંચકનું ધ્યાન ખેંચે એવા બનાવ બનતા નથી; પરંતુ દમયંતીની દુઃખ પરંપરા આગળ લંબાય છે, અને વનમાં જ એ (વ્યાધ અને વેપારી) કડવા અનુભવ થાય છે. છતાંય દમયંતી ચળતી નથી. કળિનો હેતુ દમયંતીને પરણવાનો છે તેથી એણે વિચાર કર્યો.

"નળથી મન ચળે નહિ સતી, તો કેમ વરાય મારી વતી;
જો દ્વેષ આણે નળ સાથે, તો દમયંતી આવે હાથે."

આમ વિચારી વળી એક વધારે વિપત્તિ દમયંતીને માથે નાખે છે.

## કડવું ૪૪

**પૃ. ૪૯. ઈંદુમતી કહે......ક્યાંનો ન્યાય**–આ અગિયાર પંક્તિઓમાં ઈંદુમતી વૈદર્ભીનો વિવાદ છે. એક પંક્તિ ઈંદુમતી બોલે છે, તો બીજી દમયંતી બોલે છે. **તસ્કર કરીને**–ચોર ગણીને. **મિથ્યા**–ખોટું, જૂઠું. **પાખે**–સિવાય. **ઓળખી**–જાણી. **અસાધ્વી**–ન સાધ્વી, અસાધ્વી. નઞ્ કર્મધારય. દુષ્ટ સ્ત્રી. **પેટ ભરી**–ખાધા સાટે દાસીનું કામ કરનારી. સરખાવોઃ–'પેટિયા ચાકર અને ઘાસિયા ઘોડા.' **આંખ ભરવી**–રડવું. **આપ આપણું**–પોત પોતાનું. **ફાંસુ**–ફોગટ, મિથ્યા. **ચતુર શિરોમણી**–શિરમાં મણિ જેવો શિરોમણી, સપ્તમી તત્પુ. સમાસ. ચતુર જનમાં શિરોમણિ સપ્તમી તત્પુ. સમાસ. **અચરજ**–આશ્ચર્ય.

**પૃ. ૫૦ નિવર્તે**–ટળે, બંધ થાય. **હાસ**–મશ્કરી. **કૌતુક**–મશ્કરી. **અપવાદ**–બદનામ. **હોઉં**–પહેલો પુરુષ બહુવચનનું જૂનું રૂપ. સરખાવોઃ–'અમો રીઝું ચંદ્ર મળે,' અત્યારે આપણે 'હોઇએ,' 'રીઝીએ' એવાં રૂપ વાપરીએ છીએ. **અભિલાષી**–ઇચ્છાવાળી. **શોર**–અવાજ, ઘોંઘાટ. **આકળી**–(**आकुल**) ગભરાયેલી.

**નોંધઃ**—ઈંદુમતી અને દમયંતીના વિવાદમાં હાજર જવાબીપણું છે. ઈંદુમતી નાની ઉંમરની હોવાથી દમયંતીને ગમે તેવા બોલ સંભળાવે છે, પણ રાજમાતા ભાનુમતી ધીરે ધીરે સમજાવીને કામ લે છે.

## કડવું ૪૫

**સંઘાથી**–સંઘાતી–સાથી, બેલી. **નથી સમાતી**–સમાસ થતો નથી, પોષાતી નથી. **કરતું**–કાર્ય, કર્મ. **નરતું**–ઉતરતું.

**પૃ. ૫૧. અનાથ બંધુ**–નથી નાથ જેને તે, અનાથ, નઞ્ બહુવ્રીહિ સમાસ. અનાથનો બંધુ. અનાથ બંધુ, ષષ્ઠી તત્પુ. સમાસ. **ગ્રાહથી ગજ મુકાવ્યો**–જુઓ ગજેન્દ્રમોક્ષની કથા. **દુઃખની ધીર**–દુઃખ ખમવામાં ધીરજવાળી. **હરખે હણાઈ**–હરખમાંને હરખમાં હું અહિં આવીને રહી તો ખરી પણ મારે પસ્તાવા વખત આવી. **હું કોની**

–કોની પુત્રી. **કોણુ તણી**–કોની પત્ની. **દોહલે**–મુશ્કેલીથી. **માંડી**–પહેલેથી. **પાતક**–પાપ. **સત્ય**–શીલ, શિયળ, પત્નીવ્રત. **બુધ**–બુદ્ધિ. **રાતડી**–રાતી. **આંખ રાતડી કીધી**–ક્રોધ કર્યો.

**પૃ. પર સાખી**–સાક્ષી. **વાય**–વાયુ, પવન. **માંહે થકો**–**(મધ્ય સ્થિત)** અંદરથી. **તુઠા**–તુષ્ટ થયા, પ્રસન્ન થયા. **અકપે**–એકથી. **અદકાં**–અધિક, ચઢીઆતાં. **પાગે**–પાયે. **સાધ**–સાધ્વી. **ઓશિયાળી થઈ**–દમયંતીનાથી દબાઈ. **વાળી**–ફરીને, ફરી.

**નોંધઃ**—આ જ પ્રમાણે કડવું ૩૯ માં દમયંતી પ્રાર્થના કરે છે. "ક્રોધે સતીએ સાંભળ્યું સત્ય, રોઈ સમર્યા કમાયા પત્ય." (પૃ. ૩૯) પરંતુ પ્રસ્તુત કડવામાં જે પ્રાર્થના થાય છે એ પ્રાર્થના દમયંતી રાંક બની કરે છે. વ્યાધને શાપ દેતા પહેલાંની પ્રાર્થના, એ શાપ દેવાની તૈયારી તરીકે કરવામાં આવે છે, અને સતી પહેલેથી જ ક્રુદ્ધ થાય છે. અહિંયાં પ્રાર્થના કર્યા પછી "અંતરયામીએ બુધ દીધી, સતીએ આંખ રાતડી કીધી." આ બન્ને સ્થાને કરવામાં આવેલા ક્રોધને પુણ્યપ્રકોપ સમજવો. આ સાધારણ ક્રોધ ન હોય. આવી અંતિમ વિપત્તિમાં જ સતી શાપ દે છે. અહિંથી દમયંતીના દુઃખની પરંપરા સમાપ્ત થાય છે. સતીના શાપથી કળિનું જોર ભાંગ્યું.

## કડવું ૪૬.

**લેઇને...બાળ**—જૂઓ કડવું ૩૧. આ પંક્તિ પોતાના બાળકોની દમયંતીએ લીધેલી કરુણ વિદાયનું સ્મરણ કરાવે છે. નળદમયંતીની દુઃખની કથાના શ્રવણમાં આપણે આ બાળકોને ભૂલી ગયા હતા, તેમને શું વિત્યું એ કવિએ કહ્યું નથી, પણ શું વિતશે એની આગાહિ ૩૧ મા કડવામાં કવિએ કરી છે એટલે આટલું સ્મરણ બસ છે.

**માધવી કેશવી**—દમયંતીના પીએરમાંની બે સખીઓનાં નામ.

**પ્રાણવિહોણી**—પ્રાણથી વિહોણી. તૃતીયા તત્પુ. સમાસ. પ્રાણ વગરની. **પ્રાણ વિહોણી દેહ**–નિશ્ચેત શરીર. **દોહલાં**–દુઃખીઆં. **અકૃત**–અકર્તવ્ય, અનિષ્ટ, અનર્થ.

**પૃ. ૫૩. છેહ પામીઆં**–ત્યજાયેલાં, **હૃદયાશું**–છાતી સરસાં, છાતી સાથે. **સજન**–સ્વજન, સગું. નળદમયંતી સાંભર્યાં. **માયા ઉતારી**–પ્રેમ મૂકીને, મોહ છોડીને. **સૂકે**–સૂકાય. **ભોમ્ય**–ભૂમિ, સ્થળ. **પૂજ્યની**–પૂજવા લાયક જમાઇ. નળની **જાણો**–અનુભવો, જૂઓ. **ખપ**–મહેનત. **ક્ષિતિ**–પૃથ્વી. **છેક**–છેડો, અંત. **કહાડજો...છેક**–આખી પૃથ્વી ફરી વળજો. ' કહાડજો ' માટે સરખાવોઃ ' ભાઈ જવા દે, મારો અંત ન કહાડીશ. '

**પૃ. ૫૪. શક્તિ**–દેવી. શિવશક્તિ. **વણજારે કહ્યું**–ઉડતી વાર્તામાં વણજારે ઉમેરો કર્યો, સાખ પૂરી. **રાન**–જંગલમાં. **વાણ**–વાણીથી, જીભે. **અષાડ**–અષાડ માસની હેલીની માફક. સરખાવોઃ–'આંખે શ્રાવણ ભાદરવો વહે છે.' **ચડાવ્યો પાડ**–સુદેવના ઓશિયાળાં થયાં. **રાણીને રાય**–રાણી અને રાજા કહે છે. **અર્થ ન સરે**–કામ પાર ન પડે, કામ ચાલે નહિ.

**નોંધ**—સ્વજનના સહવાસ દરમીઆનનાં સુખોપભોગનાં સ્થળ સાધન જોઈ વિયોગના દુઃખ પ્રસંગે વિશેષ દુઃખ થાય છે. એ વાત બે જ પંક્તિમાં પણ સચોટ રીતે કવિએ મૂકી છે. જે માબાપની દીકરી બાળવિધવા બને, તેમને એના લગ્ન વખતના પ્રસંગો આંખ આગળ તરવરે, તેવી રીતે ખોવાઈ ગએલાં દીકરી જમાઈના સ્વયંવરનાં સ્મરણ તાજાં થાય છે.

## કડવું ૪૭.

**અનુચર**—નોકર–નોકર જેવો ગરીબ, દરિદ્રી બ્રાહ્મણ. **કળા પાડી**–યુક્તિ કરી. **વરવું**–બેડોળ. **જીરણ**–જીર્ણ, ફાટયું તૂટયું. **વસંત**–કપડું, લુગડું. **રહિત જોખમ**–વિસાત વગરનું (પાત્ર, તુંબડી). **સંપન**–સુખ સંપત્તિથી. સંપન્ન.

**પૃ. ૫૫ નવાણ—(निपानः)** પાણી પીવાનું સ્થળ. **જાગ્રણ**–જાગરણ, ગૌરીપૂજા, કાજળી, એકાદશી ઈત્યાદિ વ્રત પ્રસંગે એક રાત

જાગરણ કરવામાં આવે છે. **સંવાય**–સમવાય સમૂહ, ટોળું. **શીશ-ધૂણીને**–ના, ના, અહીં નથી, એમ કહી માથું ધુણાવીને. **પગે અટણ**–પગથી રખડવું. **રસનાએ રટણ**–જીભે બોલવું. આ બે કામ સદૈવ નિરંતર કર્યા કરતો. **વધામણી**–શુભ સમાચાર. **'पुत्र मुख दर्शनेन दिष्ट्या वर्धते भवान्।** 'માં **वृध** ઉપરથી **वर्धापन** નામ થાય છે તે ઉપરથી 'વધામણું' 'વધામણી'. **વધામણી...તર્ત**–ભાનુમતી વ્રત ઉજવે છે તેથી તેને ત્યાં સ્ત્રીઓનો ભારે સમવાય થયો છે, એ વધામણી. **દાસી...દર્શન**—દમયંતીની આંખો નળને શોધે છે. (સરખાવો 'વિદેશી વિપ્રને આપે આ માન' પૃ. ૪૮) **અપૂર્વ**–ન પૂર્વે–અપૂર્વ, નઞ્ કર્મધારય. નવો. **મનીશ**–મનુષ્ય. **વાડવ**–બ્રાહ્મણ. **વેદ અધ્યયન**–વેદનું અધ્યયન, ષષ્ઠી તત્પુરુષ. વેદનો પાઠ, ઉચ્ચાર.

**અભિષેક–(अभि + सिच्)** આશીર્વાદ આપતી વેળા બ્રાહ્મણો 'વેદસૂક્તનો પાઠ કરતાં કરતાં '**शिवापः सन्तु।**' કહેતા જાય છે અને **(आपः)** પાણી છાંટતા જાય છે તે 'અભિષેક.' રાજ્યાભિષેકમાં પણ તેમ જ થાય. **સુબાહુ**–ભાનુમતીનો પુત્ર. **દીક્ષા લઇ**–કોઇ ધર્મ-ક્રિયા કરવાને અધિકાર મેળવવા થતી ક્રિયા, દીક્ષા. દીક્ષા જેણે લીધેલી હોય તે 'દીક્ષિત' કહેવાય. **હુતદ્રવ્ય**–હવિષ્યાની હોમવાના પદાર્થ. **સ વચ્છી**–વચ્છ સાથે (ની), તૃતીયા તત્પુરુષ. **અહમેવ–( अहम् +एव )** 'હું છું' એમ અભિમાન. સંસ્કૃતમાં આવો અર્થ નથી. **રેણુએ ભર્યો**–શરીરે બહુ ધૂળ ચોંટવાથી મેલો થયેલો. **તુંબી**–તુંબીપાત્ર, તુંબડું, તુંબડી.

પૃ. ૫૬. **દીક્ષિત**–દીક્ષા પામેલો (સુબાહુ રાજપુત્ર). **જસો**–જેવો. **ઘેલો જસો**–ગાંડા જેવો. **અંતરના અંધ**–અજ્ઞાન, અણસમજુ. જેના હૃદયમાં અજ્ઞાનરૂપી અંધકાર ભર્યો છે. **વિકળદૃષ્ટ**–વિકળ છે દૃષ્ટિ જેની, બહુવ્રીહિ. નિસ્તેજ આંખવાળો. **કલેવર**–શરીર; અહીં 'અંતર' અર્થ છે. **નિમેષ**–પલકારો. **થાતી રહી**–બંધ થઇ. **નિમેષ ...નયણે**–એકી ટશે સામસામાં જોઈ રહ્યાં. **બેહુ**–બેઉ, બન્ને.

**એંધાણ**–( આભ ાન ) નિશાની, ઓળખવાની નિશાની–દમયંતીના ભાલ (કપાળ) ઉપર સૂર્ય જેવું પ્રકાશતું લાખું–હતું તે. **અગોપ**–ગુપ્ત. **વેણુ**–વેણી, વાળની લટ. **ઉલટ**–ઉલટથી, હોંસથી.

**જેમ નેવ**—નેવાં વરસાદનાં પાણીથી ઉભરાય તેમ,

**નોંધ**—દરિદ્રી બ્રાહ્મણના વેશમાં નીકળેલા સુદેવનું વર્ણન વાંચતાં એનાથી ચઢતા દરિદ્રી સુદામાનું સ્મરણ થાય છે.

જૂના જમાનામાં છાપાં નહતાં, ત્યારે માહિતી મેળવવાને માટે, કુવા, તળાવ, તીર્થસ્થળ, યજ્ઞ, મેળો ઇત્યાદિ મનુષ્ય સમવાયનાં સ્થળે સમાચાર મેળવવાનું કામ થતું.

સુદેવ–દમયંતીની ભેટ વખતે બંનેના અંતરની લાગણીઓ વ્યક્ત થાય છે. દુઃખ દરીઆમાં ડૂબેલા કે દેશપરદેશમાં એકલા પડેલાને કોઈ સ્વજન અકસ્માત્ મળી આવે ત્યારે સાનંદાશ્ચર્ય થાય છે; તેવું દમયંતીને અહીં થયું.

## કડવું ૪૮.

**પૃ. ૫૭ શકે**—હું માનું છું કે. **ઘરના મુની**–કુળગોર. **સુની**–નળશૂન્ય, નળ વગરની, એકલી. **શકે છો...નબાપાં**–દમયંતી અને સુદેવનો સંવાદ છે. એમાં ઘણીવાર એક જ પંક્તિમાં બેઉના સવાલ જવાબ આવે છે. કોઇક વાર ઉત્તર એક પંક્તિથી લાંબો પણ છે. **વાછળ (વાત્સલ્ય)**–વત્સ (બાળક) ઉપર ભાવ; બાળક ઉપર પ્રેમ. **નેટ**–નક્કી. **કાંઇએક**–કોઈ ધર્મ–ફરજ. **રોતાં ચોધારાં**–ચોધાર રડે છે. બે આંખના બંને ખુણામાંથી આંસુની ચાર ધાર પડે તેવી રીતે; પુષ્કળ. **અન્યા ટાળી**–અન્યાય વગર, ગુન્હા વગર. **પ્રગટયા**–ગુપ્ત આવાસમાંથી નીકળ્યા; જાણ થયા. **પ્રતિબોધ**–(શાંત થવાને) સામો બોધ, દિલાસો. **નાટ**–ખેલ, ઢોંગ, યુક્તિ. (૨) નક્કી 'નેટ'ના અર્થમાં **ભુલા**–ભૂલ્યા, ભરમાયા. **વરાંસી**—છેતરાઈ, ઠગાઇ. સરખાવો ચાલુ પ્રયોગ–'વરાંસે,' ભ્રમે.

## વિવરણ.

**પૃ. ૫૭—મૂર્છાથી મહિલા જાગી……આપે થયાં ન-આપાં**—સાનંદાશ્ચર્યથી તથા એક બીજાને દુઃખીઆરા વેશમાં જોઇને સુદેવ દમયંતીને આઘાત થયો. બંને મૂર્ચ્છાવશ થઈ ભોંય ઢળ્યાં. જાગ્યા પછી દમયંતીએ સુદેવગુરૂને વંદન કરીને પૂછ્યું:—

"હું માનું છું કે તમે અમારા કુલગુરૂ સુદેવજી છો."

સુદેવજીએ પ્રત્યુત્તર આપ્યો કે:—"હા, દીકરી, એ વાત ખરી. પણ તું આમ નળ વિના એકલી અટૂલી કયાંથી? તું આવી દુબળી કેમ થઈ ગઈ?"

"કારણ કે મારે મારી માસીને જ ઘેર દાસી થઇને રહેવું પડયું છે."

"શું તને તારી માસીએ ઓળખી નહિ?"

"શી રીતે ઓળખે? યુક્તિથી મેં મારા શરીરનો દેખાવ બદલ્યો છે."

"શું માસી તને દુઃખ દેતાં હતાં.?"

"ના, પોતાના બાળક પેઠે મારા ઉપર વ્હાલ કર્યું છે."

"તારા પતિ નળરાજાએ તને કેમ તજી દીધી?"

"મેં ચોક્કસ કાંઇ ગુન્હો કર્યો હશે તેથી."

"ના, બ્હેન, એમ ન હોય. તું કદી તારો ધર્મ ચૂકું એવી નથી."

"ના, ના, એ કદી મારા અપરાધ સિવાય મને તજે નહિ."

"તારાં માત પિતા……"

"હા, ગુરૂજી, તેમને નયણે તો શ્રાવણ ભાદરવો વહેતો હશે."

"ખરી વાત છે. હું તારે પીએરથી આવું છું."

"શું નૈષધપતિ નળનાથની ભાળ લાગી?"

"હા, નળરાજાની ખબર થઇ છે."

"ના, ના, તમે તો મને સંતોષવાને ખોટું કહો છો."

"શું ખોટું? ખરેખર, નળ રાજા પ્રગટ થયા છે."

"નહિ, નહિ, તમારા બોલ્યામાં કાંઇ ભેદ છે."

"શું તને તારાં છોકરાંની પણ દયા ન આવી, કે એમને છોડી અહીં રહી અને ઘેર ન આવી?"

"શું આવું? મ્હારાં છોકરાં બાપ છતાં નબાપાં થયાં. નળરાજા વિના શું મ્હોં લઇ હું પાછી આવું?"

**પૃ. ૫૮ સુદેવ......નેટ**—ભાનુમતી માસી મૂર્ચ્છા પામી, તે જોઇ આખી સભામાં હાહાકાર થયો. તે દેખી સુદેવ બોલ્યો, "આ શો ખેલ માંડયો છે? એવું તો કેમ ભૂલ્યાં? જે તમારાં પોતાનાં છોકરાં તેને તમે વીસરી જ કેમ શકો?"

**નોંધ:**—દમયંતીને માથે હારની ચોરી મૂકવામાં આવી હતી ત્યારે એને બહુ સંતાપેલી; છતાં દમયંતી માસી વિરુદ્ધ કશું બોલતી નથી. નળ પોતાને છોડી ગયો તેમાં પોતાનો જ દોષ હશે એમ દૃઢપણે માને છે. નળને માટે એ કેટલી ઉત્સુક છે તે પણ જણાય છે.

---

# બીજાં કાવ્યો.

---

## ભક્તિ ગીતો.

ગૂજરાતના જૂના તેમજ નવા બન્ને સમયના કવિઓએ ભક્તિ ગીતો લખ્યાં છે. આપણા સંગ્રહમાં જૂના સમયનાં નરસિંહ મહેતા, મીરાંબાઇ અને દયારામ છે; નવા સમયમાં નરસિંહરાવ ભોળાનાથથી માંડીને હરિહર ભટ્ટ સુધીના જૂદા જૂદા કવિઓ આવે છે.

જૂના ભક્ત કવિઓની ભક્તિ વલ્લભાચાર્યસ્થાપિત, વૈષ્ણવ શાખા પુષ્ટિમાર્ગની **પ્રેમલક્ષણા ભક્તિ** છે. જેમ સ્ત્રી પોતાના પતિ પ્રત્યે પ્રેમ રાખે તેમ દરેક ભક્તે પોતાના પતિ રૂપ પરમાત્મા પ્રત્યે પ્રેમ રાખી સર્વસ્વ તેને સમર્પણ કરવું જોઇએ, એવો પ્રેમનો મત છે. આ રીતે ભક્ત માત્ર ગોપી છે, સમસ્ત વિશ્વમાં પુરુષ એક જ છે. મીરાંબાઇ કહે છે:—

"આજ લગી હું એમ જાણતી વ્રજમાં **કૃષ્ણ પુરૂષ છે એક**,
વૃંદાવન વસી પુરૂષ રહ્યા છો ધન્ય તમારો વિવેક."

મીરાંની રાધા એટલે હરિનો હરકોઇ અનન્ય ભક્ત. ઇશ્વર પ્રત્યે પ્રેમ કર્યો કરાતો નથી. 'શું કરૂં રાણાજી, મારૂં ચીતડું ચોરાયે.' ઇશ્વરની પુષ્ટિ ( Grace ) હોય તો જ તે પ્રેમ ભક્તહૃદયમાં જન્મે છે. અને વિરલા, ભાગ્યશાળી, સંસ્કારી, પ્રેમાંશીને હાથ એ 'રામ રમકડું' આવે છે, અને એની લહે લાગે છે; એટલે એ વિના બીજું સર્વ મિથ્યા લાગે છે. "જ્યાં શામળીઓ ગિરિધારી ત્યાં મારી આશ" ( કાવ્ય ૪. પૃ. ૬૪ )—એ પ્રેમ પ્રગટ્યા બાદ અટકાવ્યો અટકતો નથી. અને અંધારી રાત્રી છતાં, ઘનઘોર વાદળના ગડગડાટ છતાં, વરસાદથી તરબોળ વસ્ત્ર છતાં, ઇશ્વરની બંસીના સૂર ભણી ભક્ત ખેંચાયે જ જાય છે. (કાવ્ય ૩. પૃ. ૬૩) દેખાતી મુશ્કેલીઓ તો ભક્તના પ્રેમને ઉત્તેજન આપનારી થઇ પડે છે.

એ ભક્તિમાં લીન થનારને કશી ચિંતા કરવાની નથી. બધી ચિંતા કરનારો શ્રીકૃષ્ણ સમર્થ બેઠો છે. ( કાવ્ય ૯. પૃ. ૭૦ ) ભક્તે તો ઇશ્વરના રૂપમાં જ મળી જવું. જેમ એનું સેવન વિશેષ કરે એમ ભક્તને તેનું રૂપ ભારે આકર્ષક નીવડે છે—ભગવત પ્રેમની વધારે ને વધારે ખુબીઓ જણાય છે. ઇશ્વરનું માહાત્મ્ય કોઇના કહેવાથી પુરૂં સમજાતું નથી, એ તો જાત અનુભવે જ જણાય.

"તેં કહ્યું તે મેં નહિ માન્યું, આજે મારી જાતે નાણું; આવડું મેં નોતું જાણ્યું રે........." ( કાવ્ય ૧૦. પૃ. ૭૨ )

જેમ એનો સાક્ષાત્કાર થાય, જેમ ભગવત અને ભક્ત એકાકાર થાય તેમ ઇશ્વરમય રહેવાની એની વૃત્તિ ઉત્તરોત્તર વધતી જ જાય છે. “ દયાનો પ્રીતમ ગણું રે. ”

ભક્તિની ઉપર વર્ણવેલી એકતાનતા નરસિંહમાં પણ છે, તે ઉપરાંત એનામાં જ્ઞાનનો ભાગ વિશેષતઃ છે. મનુષ્યનું ખરૂં સ્વરૂપ કેવું છે અને આ બહારની દેખાતી દુનીઆ સાથે એનો બીલકુલ સંબંધ નથી, એ નરસિંહ મહેતા બતાવે છે. “ પાસે છે પિયુ ચાલ્યા ” એ પરમેશ્વર પિયુને મળવા “મમતા” અહંકાર ઓગાળવાની જરૂર છે. પોતાનું ખરૂં પરમેશ્વરમય રૂપ સમજવું જોઈએ. જ્યાં સુધી એ રૂપ ન સમજાય ત્યાં સુધી લક્ષ ચોર્યાશીના ફેરા ઉભા છે.

પોતાના ધામમાં બેઠેલા દયામય પ્રભુને નરસિંહરાવ પ્રાર્થના કરે છે, “ મંગલ મંદિર ખોલો ” મંડળિકના દરબારમાં નરસિંહના ભગવાન પણ બંધ બારણે બેઠા છે, પણ નરસિંહની પ્રાર્થનાથી હાજર થાય છે. “ કમાડ કડકડીઆં ખડખડીઆં, મંડળિકને મંદિર ” નરસિંહ મહેતા સાથે પ્રભુ પ્રેમથી બોલે છે, પ્રેમ અમીરસ ઢોળે છે અને હાર પહેરાવી એની આગળ થૈ થૈ નાચે છે.

જૂના કવિઓ પ્રત્યક્ષ યા પરોક્ષ રીતે પ્રભુને પોતા સાથે સમજતા હતા. હાલના કવિઓ ઇશ્વરસુના એકલા, અટૂલા, નિરાધાર રખડે છે. પોતે મૂળ કેવા હતા, કેવા ધામના વાસી હતા વગેરે એમને ભાન છે. એ આદર્શ દુનિયા હતી ખરી, પણ હાલ નથી, કવિઓ ત્યાં જવા ઝંખે છે, એ ઝંખના સંતોષવા હરિને વિનવે છે. જીવનવન વટાવ્યા પછી હરિ સન્મુખ ઉભા રહેવાનું નરસિંહરાવ કલ્પે છે. હરિહર ભટ્ટ આ દેહે અત્યારે આ ચેતનમય વિશ્વના ચૈતન્યની ચીનગારી પોતાના જીવનમાં રેડવા પ્રભુને વીનવે છે; પણ નરસિંહ આદિને મન એમની વિનંતિઓ સિદ્ધ થઈ ચૂકી હતી, તેથી નરસિંહ મહેતાએ આ દેહે ઇશ્વરનો સાક્ષાત્કાર કર્યો, મૂર્તિમાં ઇશ્વરનો સાક્ષાત્કાર કરી એની

ભક્તિમાં જીવન વ્યતીત કરવું તેને નરસિંહ, મીરાં, અને દયારામ જીવનની ઇતિ કર્તવ્યતા સમજે છે. એમને માટે આ દેહ પછી પણ એ જ ગોપીરૂપ જીવન છે.

## (૧) સમરને શ્રીહરિ

પૃ. ૬૯. **શ્રીહરિ**–પરમાત્મા. **મમતા**–મારાપણું, **અહંકાર. પરી**–દૂર. **મેલ્ય પરી**–છોડી દે.

[ મમતાપરી–મમતા એ જ પરી, અહંકાર રૂપી નટી. સાંખ્ય શાસ્ત્રનો એવો મત છે કે આ વિશ્વના પુરુષ અને પ્રકૃતિ–માયા એવા બે મૂખ્ય ભાગ છે. પુરુષ (આત્મા) કોઇ પણ જાતનું કર્તવ્ય કરતો નથી. એ પુરુષના આગળ માયારૂપ નટી ખેલ કર્યા કરે છે. જ્યાં સુધી પુરુષ એ ખેલ જોતાં જોતાં 'હું' પણ એમાં ભાગ લઉં છું એમ સમજે છે ત્યાં સુધી તેનો મોક્ષ નથી. જે ક્ષણે પ્રકૃતિના નૃત્યથી પુરુષ વિમુખ થાય તે ક્ષણે તેનો મોક્ષ છે. એ પ્રકૃતિમાંથી આઠ મુખ્ય તત્વો એક પછી એક જન્મે છે; તેમાં પ્રથમ અહંકાર છે. એ અહંકાર અથવા મમતારૂપી નટીથી પરાઙ્મુખ થવા કવિ આત્માને–પુરુષને સમજાવે છે, એવો અર્થ પણ અહીં લઇ શકાય છે. ] **મૂળ**–મૂળ સ્વરૂપ.

**કોને**–દેહ અને દેહના સંબંધીઓ. **વગર સમજે**–સમજ્યા વિના. મૂળ સ્વરૂપના જ્ઞાન સિવાય. **જુગતે કરી**–યુક્તિથી, તર્કશાસ્ત્રથી વિચારીને. **કલત્ર**–સ્ત્રી, પત્ની. **પરિવાર–(परिवृ)** વિંટળાઇ જાય તે, આપ્તજન, સગાં સંબંધી. **વ્હાયે**–છેતરે. **અંતરાય**–ઇશ્વર પ્રાપ્તિમાં વિઘ્ન. **પિયુ**–કૃષ્ણરૂપ સ્વામી. પ્રેમલક્ષણા ભક્તિમાં પરમેશ્વરને પતિ માનવામાં આવે છે. અને ભક્તો ગોપીજન છે. **પરખિયો**–ઓળખ્યો. **હાથથી બાજી ગઇ**–વાત વણસી, મુક્તિનું સહેલું સાધન ખોઇ બેઠો. **ખોટી થયો**–મોડો થયો, વિલંબ થયો. **ભરનિદ્રાભર્યો**–મૂળ સ્વરૂપના અજ્ઞાન રૂપી ઉંઘના આવરણમાં તું ઘેરાયો. **રેંધ્યિ**–રૂંધનમાં, આવરણમાં. **જાગે**–જ્ઞાન થાય, શ્રીહરિને સમરવા તૈયાર થાય. **સંતના શબ્દ**–સત્પુરુષનો ઉપદેશ. **ખાંત**–ઇચ્છા. **ખાંત ભાગે**–મુક્તિ મળે.

**નોંધઃ**—આ દુનિયાની બધી ગડમથલ છોડી દઇને શ્રીહરિના સ્મરણમાં લીન થવા અહિંયાં કવિ વાચકોને બોધે છે. એ સ્મરણમાં લીન થવા માટે માણસે પોતાનું મૂળ સ્વરૂપ, પોતાની અને આસપાસની દુનિયા સાથેનો સંબંધ વિચારીને સમજવાની જરૂર છે. એ સમજાય તો જ ભક્તિમાં તલ્લીન થવાય, અને તેટલે અંશે ભક્તિ સિદ્ધ કરવાને જ્ઞાન આવશ્યક છે.

## (૨) હાર

**પૃ. ૬૧. મંડળિક**—ખંડિયો રાજા. નરસિંહ મહેતાના વખતમાં એમના વતન જૂનાગઢમાં એક મંડળિક રાજા હતો. તેણે એક વખત નરસિંહ મહેતાને પોતાના દરબારમાં બોલાવ્યા. શ્રી કૃષ્ણની મૂર્તિ એક ખંડમાં મૂકી તેનું દ્વાર બંધ કરવામાં આવ્યું, પછી રા'એ કહ્યું, 'મહેતાજી! જો તમારા પ્રભુ અહીં આવીને સભા સમક્ષ તમને હાર પહેરાવે તો હું માનું, નહિ તો તમે દંભ કરો છો એમ સાબીત થશે.'

મંડળિકના મંદિરમાં મકાનમાં બારણાંનો ભારે ખડખડાટ થયો. **શ્યામ શરીર**—શ્યામ છે શરીર જેનું, કૃષ્ણ. **કોશિસાં—कपिशीर्षक—कउसोसउ**) કોટની બહારની ધારે અણીદાર ન્હાની કમાનો કાઢી છે તે. **પોળે**—દરવાજે. **ભૂર**—(૧) **भूरि** પુષ્કળ. (૨) મૂર્ખ. સરખાવો, 'ભાષાને શું વળગે ભૂર'—અખો. **આસનથી**—જે સિંહાસન ઉપર મૂર્તિ વિરાજતી હતી તે પરથી. **અવિનાશી**—અવિનાશ, નથી વિનાશ જેને તે–પરમેશ્વર. **મોઝાર मध्यकार**—મધ્યે, માંહે. **પીતાંબર... મુગટ મૂકી**—સત્કાર દાખલ પોશાક (પહેરામણી) આપવામાં આવતો હતો, અને હજી પણ લગ્ન પ્રસંગે તથા રાજદરબારમાં એવો રિવાજ છે. **કુંડળ જોડ**—(૧) કુંડળની જોડી, બે કુંડળ. દરેક કાનમાં એકેક. (૨) જો નરસિંહને પ્રભુએ પોશાક આપ્યો એમ ન લઇએ, તો ઓરાઢયુંનો અર્થ 'ઓઢયું કરવો જોઇએ.' **મુખે મોરલી**—દે તાળ. રાસ રમતા કૃષ્ણનું વર્ણન. **છોગાળો**—માથામાં છોગલું હોય તેવો, સુંદર વસ્ત્રધારી. **દે તાળ**—(આનંદમાં આવી જઇ પરસ્પર તાળી આપે છે,

પોતાની મેળે તાળી (કરતાળ) વગાડે છે.' **જેજેકાર વદે**–'જય' 'જય' એમ બોલે છે. અવાજ બતાવવાને છેવટે '**કાર**' ઉમેરાય છે, જેમકે ફૂત્કાર, સીત્કાર, હાહાકાર, 'અ'કાર 'વ'કાર. **સખીઓ**–(૧) નરસિંહ મહેતા જેમની સાથે રાસલીલા રમતા તે, નરસિંહ આદિ સર્વ ભક્ત ગોપીઓ ગણાય, એટલે અહીં સ્ત્રી પુરુષનો ભેદ બતાવ્યો નથી. હંમેશ રમાતી રાસલીલા વખતે વચમાં કૃષ્ણને સ્થાને નરસિંહ રહેતા; અથવા કૃષ્ણની મૂર્તિ રહેતી, પણ આજ તો પ્રત્યક્ષ હરિ પધાર્યા છે. તેથી 'જય જય'. **ગોકુળ**–(૧) ગોકુળ ગામ, (૨) ગાયોનો સમૂહ, (૩) ઇંદ્રિયસમૂહ. **ગોકુળરાય**–શ્રીકૃષ્ણ, ગોકુળના પતિ. **ભુજ ભરી ભરી**–બાથમાં લઈ લઇને.

## (૩) બોલે ઝીણા મોર

**પૃ. ૬૩. બોલે ઝીણા મોર**–મોર ઝીણું ઝીણું ટહૂકે છે. **તારા ડુંગરીઆ પર**–કૃષ્ણ જે ડુંગર પર ગાયો ચારવા ગયા છે અને જ્યાં રાધા એમની સાથે છે, તે ડુંગર. **બપૈયા**–એ પક્ષી 'પિયું' 'પિયુ' એમ બોલે છે–વિરહી સ્ત્રી (ગોપી, ભક્ત) જાણે પોતાના 'પિયુ'ને બોલાવતી ન હોય એમ. **ઘન**–ગાઢ, પુષ્કળ. **શોર**–અવાજ, ઘોંઘાટ. **મેહુલો**–મેહ–**મેઘ**. **ગિરિધર**–કૃષ્ણે ગોવર્ધન પર્વત ટચલી આંગળી પર ધારી વરસાદ વખતે પોતાના ગોવાળ મિત્રોનું રક્ષણ કર્યું હતું તે પરથી. **મારા ચીતડાના ચોર**–આવા ઉદ્દીપક વાતાવરણમાં પ્રિયતમ પ્રભુ મારૂં મન હરી લે છે, મારે એની પાસે જવું જ છે.

**નોંધ**:–મીરાંબાઈ રાધાને સંબોધીને આ કાવ્ય ગાય છે. રાધાકૃષ્ણ પાસે જવા એનું મન તલસે છે. મીરાંના સાળુની કોર ભીંજાઇ ગઈ છે એ ભક્તિરસમાં તરબોળ થઈ ગઈ છે. સરખાવો:—

'ગગને આજ પ્રેમની ઝલક છાઈ રે' (મણિલાલ નભુભાઈ 'અભાનોર્મિ')

'ઝીણા ઝરમર વરસે મેહ ભીંજે મારી ચુંદલડી એવો નીતરે આત્માનો નેહ.' (ન્હાનાલાલ)

## (૪) મારું ચિત્તડું ચોરાયે.

ઈતિહાસપ્રસિદ્ધ રાણા સંગ મીરાંબાઈના સસરા થતા હતા. સાસુના સમજાવવાથી વેવલી મીરાંનું કાસળ કાઢવા, ઝેરનો પ્યાલો ચરણામૃત કહીને રાણાએ મીરાંને મોકલાવ્યો હતો. તે અમૃત સમજી મીરાં પી ગયાં હતાં અને એમને કાંઈ નુકશાન લાગ્યું નહતું. આ છેલ્લો ઉપાય અજમાવતા પહેલાં રાણાએ મીરાંને બોલાવી રાજકુલને ઘટતી રીતે વર્તવા કહેલું; તેનો મીરાંબાઈ આ કાવ્યમાં ઉત્તર આપે છે.

પૃ. ૬૪. **મારૂં ચીતડું ચોરાયે**—ત્રીજા કાવ્યને અંતે મીરાંબાઈ ગિરિધર પ્રભુને 'મારા ચીતડાનો ચોર' કહે છે. **મનડું વેંધાયે**—કૃષ્ણનાં પ્રેમબાણ મારૂં હૃદય વીંધીને આરપાર નીકળી જાય છે. હું પરવશ છું. એ પ્રેમ મારો ઉત્પન્ન કરેલો નથી. એ મારો અટકાવ્યો અટકતો પણ નથી. **જમનાને કાંઠે**—ગોકુળ અને મથુરાની વચ્ચે જમના નદી વહે છે. **બળીભદ્રવીર**—બલભદ્ર, બલરામના ભાઈ શ્રી કૃષ્ણ. **ઊભી બજારે** ભરબજારમાં સીધે રસ્તે. **ઊભી બજારે ગજ ... થાય**—લોકનિંદાની દરકાર ન કરવી જોઇએ: તે સંબંધે આ પ્રસિદ્ધ દૃષ્ટાંત આપ્યું છે. **સંખ્યા**—ગણના, દરકાર. **જખ મારે**—'જખ' સં. **झष** ઉપરથી થયો છે. એનો અર્થ 'માછલું' થાય છે. માછલાં મારવાનું કામ વિસાત વગરનું—નીચ ગણાતું આવ્યું છે. આ ઉપરથી 'એ જખ મારે છે' કહેવું તેનો અર્થ 'એનો કોણ હિસાબ ગણે છે?' એવા અર્થનો શબ્દ પ્રયોગ થાય છે. સરખાવો, 'ખાઇને જખ મારવી'—વાસણ અબોટની માથાકૂટ કરવી.

**તેની**—દુર્જન લોકની. સંસારડાહ્યા લોક, જેઓ ખોટી લોકલાજની વાતો કર્યા કરે છે અને વણમાગી શીખામણ આપવા જાય છે તેમને અહીં દુર્જન કહ્યા છે.

**આશ**—આશા. આ સંસારના કોઇ પણ સુખની મીરાંને આશા નથી; એને તો એક હરિવર સાથે પ્રીત કરવાની આશા છે. **તેની** સર્વ આશાઓ ગિરિધર પ્રભુમાં આવી રહેલી છે. **હરખિ નીરખી**—હરખથી (કૃષ્ણની મૂર્તિને) જોઈ જોઈને.

# ( ૫ ) હરિનો માર્ગ.

અખાના આ કાવ્યની અંદર જગત અને પરમાત્મા વિષેના તેના નીચેના વિચારો પ્રગટ થાય છેઃ–(૧) ઇશ્વર બધા પ્રાણીઓના હૃદયમાં વાસ કરે છે અને પોતાની માયાને બળે ચાક ઉપર ચઢેલા ઘડાની જેમ એને ચકર ચકર ફેરવે છે. (ગીતા. ૧૮–૬૧) ઇશ્વર–ઇશ્વરની માયાપ્રકૃતિ સર્વ કામ કરાવે છે. (૨) ઇશ્વર કોઇનું પાપ કે પુણ્ય ઓઢતો નથી. અજ્ઞાન વડે જ્ઞાન ઢંકાઇ જાય છે અને તેથી લોકો મોહમાં ફસાય છે–અજ્ઞાનથી 'હું કરૂં છું' એ વૃત્તિથી મનુષ્ય કર્મબંધન બાંધે છે છતાં સારાં માઠાં ફળનો આરોપ ઇશ્વર ઉપર મૂકે છે એ મોહજાળમાં લોકો ફસાય છે. (ગીતા ૫. ૧૫) (૩) પ્રકૃતિ મુજબનાં સ્વભાવજન્ય કર્મ તો માણસે કરવાં પણ કર્મના ફલને વિષે આસક્તિ રાખવી નહિ. એમ કરે તો હરિમાં ભળવાના પોતાના ધ્યેયને એ કદી પહોંચી શકે નહિ. (૪) ખરો ભક્ત તે, પરમાત્મા સ્વરૂપનું જ્ઞાન મેળવીને તેનું ભજન કરે છે. અને તે મુજબ વ્યવહારમાં આચરણ કરે છે. કોઈ જાતના બાહ્યાડંબર રાખતો નથી. તેમ ભક્ત કહેવડાવવાની ઇચ્છા પણ કરતો નથી.

**પૃ. ૬૬. નીપજે**–થાય. **રજે**–જરા પણ.

સરખાવોઃ—'પ્રભુથી સહુ કંઈ થાય છે' (રાઈનો પર્વત).

**જીવ**–માયાના આવરણમાં આવી પડેલો, પણ મૂળ સ્વરૂપે નિર્લેપ, આત્મા, માણસનો જીવ, માણસ પોતે. **કંઇ નવ થાય**–કશું જ કરી શકતો નથી. ઇશ્વર–ઇશ્વરની માયા જ સઘળું કરે છે. **હું હું થઇ**–હું કરૂં છું, હું કરૂં છું એમ માની. **ફોગટ બંધાય**–નકામો એમ માને છે અને માયા–અજ્ઞાનના અંધકાર–માં કુટાય છે. **શકટ**–ગાડું. **શ્વાન**–કુતરૂં. **જીવ થકી......શ્વાન**–આજ ભાવાર્થની પંક્તિ સરખાવેઃ–"હું કરૂં હું કરૂં એ જ અજ્ઞાનતા શકટનો ભાર જ્યમ શ્વાન તાણે."

**એમ**–ઉપર જણાવ્યા પ્રમાણે. **ધરવું**–સમજવું.

**એમ......માન**–ગાડા નીચે ચાલનાર કુતરૂં જેટલે અંશે ગાડાને

ખરેખર ચલાવે છે તેટલે જ અંશે આ દુનિયાનાં સકળ કર્મના કરનાર જીવ છે એ કહેવું ખરૂં છે. અર્થાત્ નથી.

**માન**—પ્રમાણ; ખરૂં ખોટું પારખવાનું સાધન. **ભલું જાણે**—ભલું, સારૂં, કલ્યાણ સમજે તો. **હરિમાં ભળ**—હરિને ઓળખ, જીવાત્માનો પરમાત્મા તરીકે સાક્ષાત્કાર કર.

**વાંકો**—વાંકે રસ્તે, અજ્ઞાન રૂપી અંધારામાં, ખોટે માર્ગે, **વાટે વળ**—જ્ઞાન મેળવી સીધે માર્ગે, જેથી પ્રભુ મળે એવે રસ્તે, વળ–ચાલ. **કર્મ કરે...આશ**—કર્મ કરીને ફલની–પરિણામની આશા રાખે. **મેવાસ**—ચોર, લૂંટારાના વસવાટવાળો જંગલી પ્રદેશ. જેમકેઃ–'સંખેડા મેવાસ,' 'પાંડુ મેવાસ.'

**હરિમાર્ગમાં મેવાસ**—ઇશ્વરને ઓળખવાના–જાણવાના રસ્તામાં ફલની આશા રાખી કરેલું કામ કેવું છે તે માર્ગને મેવાસના રૂપકથી સમજાવ્યું છે. મુસાફરીએ નીકળેલો માણસ રાજમાર્ગ મૂકી આડે માર્ગે મેવાસમાં પેસી જાય તો તેને જંગલમાં ચોર લૂંટારાથી લૂંટાવાનો ભય રહે છે. તેને જેમ લૂંટી લે, તેની પાસેથી તેણે લીધેલું ભાતું–પાથેય–પડાવી લે ને પાછો તે હતો તેવો ને તેવો જ રહે, તેમ કર્મફલની આશા–આશક્તિ કરનારની રહે, તેમ તેની પાસેનું પાથેય (આત્મજ્ઞાન) નાશ પામે છે અને પાછો તે માયામાં ફસાય છે. કામ કરવું પણ ફલની આશા ન રાખવી એ ઉપદેશ છે. **कर्मण्येवाधिकारस्त मा फलेषु कदाचन ।** કર્મ કરવાનો જ તારો અધિકાર છે. ફલ–પરિણામ વિષે આસક્તિ ન રાખવી. **લોભે લાગો**—લોભથી પ્રેરાયેલો, પરિણામની આશામાં બંધાયેલો.

**ગામ**—ઇશ્વરપ્રાપ્તિ રૂપી ગામ (ધ્યેય); **સુવાનું ના'વે ઠામ**—વિમાર્ગે ચઢી જવાથી ધ્યેયને પહોંચવાની વાત તો રહી, પણ કોઇ જાતની શાંતિ પણ મળે નહિ !

**દેહદમન**—દેહનું દમન. ષષ્ઠી તત્પુ. સમાસ, શરીરને કષ્ટ આપવું તે. **મુંડાનું કર્મ**—સંન્યાસીનું માથું મુંડાવવું, ભગવાં ધારણ કરવાં,

**ષ્ટિ**–દંડ ધારણ કરવો વગેરે બાહ્ય આચરણ. **મૂરખ**–અજ્ઞાની. **જાણે**–માને છે, સમજે છે. **માંડયો ધર્મ**–સાચો ધર્મ શરૂ કર્યો છે એમ સમજે છે. **પીડે**–પીડા આવે, કષ્ટ આવે. **પિંડને**–શરીરને. **પેટને કાજ**–ઉદર પોષણ માટે, અન્ન મેળવવા, પેટ ભરવા. **કાયા કશી**–શરીરને ત્રાસ–કષ્ટ–આપીને. **જાચે**–યાચે, ભિક્ષા માગે.

**મહારાજ**–ઉપર જણાવેલો અજ્ઞાની બાહ્યાડંબર કરનાર સંન્યાસી–વેષધારી મહારાજ. **કાયા કશી જાચે મહારાજ**–ઘણા સાધુ સંન્યાસીઓ મુક્તિ અર્થે પ્રયત્ન નથી કરતા પણ પેટ ભરવા ભીખ માગતા ફરે છે. **વિષે**–વિષય, ઇન્દ્રિયોના વિષયમાં. **વળૂંધ્યો**–(**વિલુબ્ધ:**) વળગેલો, લબદાએલો. **વ્યસની**–વ્યસનવાળો; અફીણ, ગાંજા વગેરેની ટેવવાળો. **વિષે...વ્યસની થયો**–બહારથી શરીરને કષ્ટ દેનાર પણ અંદરથી વિષયોમાં લપટાયેલો અને વ્યસનોને વશ થયેલો. **આત્મપરિચય**–આત્માનો પરિચય. ષષ્ઠી તત્પુ. સમાસ. આત્માનું ઓળખાણ પીછાણ, આત્માના શુદ્ધ સ્વરૂપનું જ્ઞાન. **ગયો**–જતું રહે છે, પછી એ ઇશ્વરાભિમુખ થતો નથી. **ઓળખો**–જ્ઞાન માર્ગથી પીછાનો. **બીડું**–પાનનું બીડું. **કાં**–કેમ, **ભખો**–ખાઓ છો. **હરિના હો......ગાય**–જો તમે ખરેખર હરિજન હો, જો તમે પ્રેમાંશી આત્મા હો તો ચૈતન્ય પ્રભુને જ્ઞાનથી ઓળખો. બાકી આ બધી બાહ્ય ટાપટીપથી, આળપંપાળને ભજ્યાથી, માત્ર ધર્મની ક્રિયાઓ કરવાથી ઇશ્વર નહિ ઓળખાય. એ તો વગર ચાવ્યે જેમ પાનનું બીડું પેટમાં ઉતારી જઇએ એટલું જ, પણ ન આપણને એનો સ્વાદ ખબર પડે કે ન આપણને એ કશો ગુણ કરે. બહારથી કદાચ આપણે પાન ખાધું છે એમ બીજાને લાગે, પણ આપણને કશો જ ફાયદો ન થાય. તે પ્રમાણે જ્ઞાન વિના સર્વ ધર્મક્રિયા, દેહદમન, વગેરે નિરર્થક છે; કદાચ લોકોમાં તમે 'ભક્ત છો' એમ કહેવાઓ એટલું જ એનું પરિણામ આવે. **જ્યાં હું હુવો**–જ્યારે આપણે 'હું છું' એમ કહીએ છીએ ત્યારે–તે વખતે. **હરિ તો ખરો**–ત્યાં હરિ–ઇશ્વર હોય છે તો ખરો; મૂળરૂપે જીવાત્મા અને પરમાત્મા એક રૂપ છે તેથી.

**વંદા તેની...કરો**—બાહ્યાડંબર કરનાર જે ગુરૂ છે અને જેને તમે પ્રણામ કરો છો તેની નિંદા કરવાની જરૂર નથી, કારણ કે મૂળે તો તે પણ પરમેશ્વર રૂપજ છે.

**પ્રીછી**—ઓળખી, જ્ઞાન દ્વારા સમજીને. **ભજે**-ભક્તિ કરે. **પ્રીછી ભજે**-પહેલું જ્ઞાન, પછી ભક્તિ. **ફોતરાં**-બાહ્યડંબર માયાનું આવરણ. **તાંદુળ**-તત્ત્વજ્ઞાન. માયાના આવરણની પાછળ રહેલો પરમેશ્વર. **સર્વવાસ લહે**-સઘળે ઠેકાણે એનો વાસ છે એમ સમજવાથી, **કુંકોડી હગે**-વ્યર્થ મહેનત કરી સમય ગુમાવે, એ ભાવાર્થની જૂની કહેવત. **વિસ્તરો**-વિસ્તરેલો, વ્યાપી રહેલો છે. **જાણો તે કરો**-જે લોકો એ પ્રમાણે તત્વ સમજે તે તે પ્રમાણે આચરે, સહુને પરમાત્મા સમજીને આચરણ કરે.

## ( ૬ ) વચન પાળવા વિષે.

**પૃ. ૬૭. હરિશ્ચંદ્ર**—એની કથા સુપ્રસિદ્ધ છે. **પરઠયું પાણી**-પાણી ભરવાનું નક્કી કર્યું. **કૃષ્ણે કુબ્જાને આણી**-રામાવતારમાં મંથરાને શાપથી ખુંધી બનાવવામાં આવી હતી તે શાપનો અનુગ્રહ કરવાની મંથરાએ વિનંતી કરી તે રામે સ્વીકારી એ વચન રામચંદ્રજીએ કૃષ્ણાવતારમાં પાળ્યું. મંથરા કંસની દાસી તરીકે ખુંધી જન્મી. તેનું નામ કુબ્જા પાડયું હતું. એક વખત કૃષ્ણ અને બલરામ મથુરાં જતા હતા ત્યારે રસ્તામાં કુબ્જા મળી તે કંસને માટે કંઇ ચંદનાદિ સુગંધીદાર લેપ લઇ જતી હતી. કૃષ્ણે તે લેપમાંથી થોડો માગ્યો, કુબ્જાએ એમને જોઇએ તેટલો આપ્યો આથી ખુશ થઇ જઇને કૃષ્ણે એની સઘળી ખોડ ટાળી એને એક અત્યંત સુંદર સ્ત્રીનું રૂપ આપ્યું. કૃષ્ણ એને આગળ ઉપર પરણ્યા.

**હરે**-શિવે. **હળાહળ**-સમુદ્રમંથન કરતાં નીકળેલું હળાહળ ઝેર. **દેવવર......લીધું**-બાણાસુર, રાવણ, હિરણ્યકશિપુ વગેરે દૈત્યોએ તપથી મહાદેવ, બ્રહ્મા વગેરે દેવને પ્રસન્ન કરેલા. વર માગવાનું કહ્યા

પછી દૈત્યોએ ગમે તે માગ્યું તે સૌ દેવોએ આપ્યું. **શર્મ**–(૧) શર્મન્–સુખ, શાંતિ. (૨) શરમ, લાજ. **વચન...રહ્યું**–જો માણસ વચનનો ભંગ કરે તો સર્વ નાશ થાય છે. **રંક...બેઠા**–પાઠ ભેદઃ 'રામે વનવાસ જ વેઠ્યો.' **નારી**–હરિશ્ચંદ્રે પોતાની સ્ત્રી તારામતી ચાંડાળને ઘેર વેચી હતી તે.

**પ્યારી**–પાંડવોની પત્ની દ્રૌપદી. **ભડ**–(**ભટઃ**) વીર યોદ્ધા. **ભડ પાંચે**–પાંચે પાંડવો. **વનમાં ભમ્યા**–દુર્યોધન જોડે કરેલી શરત પ્રમાણે. **વાયક**–વાક્ય, વચન. **રણ**–યુદ્ધક્ષેત્ર. **ઝુઝે**–(**યુધ્**) ઝૂમે, લડે. **સિદ્ધ**–ઇશ્વર પ્રેરિત ઋષિ. **આગમ**–વેદ, શાસ્ત્ર. **સૂઝે**–સમય જાય. **આપે**–પોતાની મેળે. **જેને**–જે દાતાના (પ્રતાપથી). **વિવિધ**–જૂદી જૂદી રીતે. **વખાણીઓ**–(૧) વર્ણવ્યો. (૨) ગુણગાન કરવામાં આવ્યાં છે. **વાયક સંભાતાં**–પોતાનું વચન પાળતો. **જાણીઓ**–પ્રખ્યાત (થઇને).

## (૭) દુનિયા દીવાની રે.

**પૃ. ૬૮. દીવાની**–ગાંડી. **બ્રહ્માંડ**–(બ્રહ્મ+અંડ) માયાથી આચ્છાદિત સૃષ્ટિ, આખી દુનિયા. **પાખંડ**–પરમાત્મા તત્ત્વ સિવાયની બીજી ચીજો, મૂર્તિ વગેરે. ષડ્દર્શનમાંથી દરેકની સોળ સોળ શાખાઓ થઇ, આ પ્રમાણે પાખંડ ૯૬ છે એવું અખાએ કહ્યું છે, વેદાન્તની પ્રસ્થાનત્રયીના કરવામાં આવેલા આ ૭ શાસ્ત્રોના સિવાયના મતને પાખંડ કહેવામાં આવે છે; પણ હાલ પાખંડ શબ્દ સાધારણ રીતે ઢોંગ કપટના અર્થમાં વપરાય છે. **બ્રહ્માંડ પૂજે**–(૧) બ્રહ્માંડરૂપી પાખંડને પૂજે છે. (૨) આખું બ્રહ્માંડ પાખંડનું પૂજારી છે. **કર્તા વસે પાસે**–સરખાવો: "પાસે છે પિયુ અલ્યા." **બાજી**–ઇશ્વરની લીલા, માયાએ પાથરેલી જાળ. **બૂજે**–(**બુધ**) સમજે, જાણે. 'કદર બૂઝવી.' એ શબ્દ પ્રયોગમાં આ ક્રિયાપદ વપરાય છે. **જીવ નહિ...પાષાણ**–લાકડાની અને પત્થરની મૂર્તિઓની પૂજાને ધીરો ભક્ત સ્પષ્ટ રીતે અયોગ્ય કહે છે. **ચૈતન્ય પુરુષ**–ચેતનવંતો ('જીવ નહિ'થી વિરુદ્ધ) આત્મા, પરમાત્મા. 'જીવ નહિ' એની વિરૂદ્ધમાં 'ચૈતન્ય'નો શબ્દ પ્રયોગ થયો છે. **પાછળ મૂકે**–

ન ઓળખે. **અજાણુ**–જાણ વગરની, અજ્ઞાન. **અર્કને**–સૂર્યને. **પ્રસિદ્ધમણિ**–આત્મા રૂપી પ્રગટમણિ. **અર્કને...સૂઝે**–સર્વ સ્થળે પ્રગટપણે પરમાત્મા વ્યાપી રહ્યો છે, છતાં ધોળે દહાડે અજ્ઞાનાંધ માણસને દેખાતો નથી. **નાવ**–હોડી. **સો વાર પટકે શીશ**–માથું ફોડીને મરીને જાય. **પાષાણનું નાવ**–'પાખંડ પૂજા'નું રૂપક. **કોટી ઉપાય**–કરોડો ઉપાય કરો તો પણ. **વસાવીશ**–સોએ સો ટકા, સોળે સોળ આના. **વેળુમાં**–રેતીમાં. **ધાતુની ધેનુ**–સોના ચાંદીની ગાય. **શું દૂઝે**–દૂધ શું આપવાની છે? **અંતરમેલ...ન્હાય**—રોજ ચોકખા પાણીથી નાહીને શરીર સાફ કરવામાં આવે; પણ જે માણસનું મન અત્યંત મેલું–પાપબુદ્ધિથી કલુષિત–હોય તેનું શું કલ્યાણ થાય? **મણિધર**–મણિને ધારણ કરે છે તે, (ઉપપદ) સર્પ. અજ્ઞાનરૂપી સર્પ. **દર**–અંતઃકરણરૂપી દર. **રાફડો**–શરીરરૂપી રાફડો. રાફડો એ માટીનો નાનો ટેકરો છે, જેમાં સાપ, કીડી, વગેરેનાં દર હોય છે. **રાફડો ટીપવો**–અજ્ઞાનરૂપી સર્પને કાઢવા માટે, શરીરસ્નાન આદિ બાહ્ય કર્મ તેમનો આંતરિક અર્થ સમજ્યા વિના કરવાં તે. **ઘાયલ**–(૧) અજ્ઞાનથી ઘવાએલો, (૨) અજ્ઞાનના ઘાનું દુઃખ સમજનારો, મર્મજ્ઞ. **ગતિ**–સ્થિતિ, દશા. **ઘાયલ......રૂઝે**–જ્ઞાની (મર્મજ્ઞ) સદ્‌ગુરૂ અજ્ઞાનના મર્મસ્પર્શી ઘા કેવાં દુઃખકર હોય છે તે સમજે છે. તેથી તે સમજીને એ અજ્ઞાનથી ઘવાએલાઓના ઘા રૂઝાવે છે–તેમને સદ્‌બોધ કરે છે. **સદ્‌ગુરૂશબ્દ**–જ્ઞાની ગુરૂનો સદ્‌બોધ. **ગ્રહણ કરીને**–સમજીને. **પ્રગટી**–(નિરંજનનાથને) પ્રગટાવીને. **પંડમાં**–ત્હારા પિંડમાં, ત્હારી જાતમાં–આત્મામાં. **પંડમાં પેખ**–આત્મામાં પરમાત્માનું દર્શન કર. આત્માનો પરમાત્મા તરીકે સાક્ષાત્કાર કર. **દૂર નથી નાથ**–પરમાત્મા સર્વત્ર છે, તેથી તે તારામાં જ છે. **નિરંજન**–નિરંજન, જેને માયાનું અંજન (લેપ) નથી તે. શુદ્ધ સચ્ચિદાનંદ સ્વરૂપ નિરાકાર પ્રભુ. **દિલ શુદ્ધે**–(૧) ત્હારા શુદ્ધ અંતઃકરણમાં (૨) શુદ્ધ અંતઃકરણથી. **દેદાર દેખ**–સ્વરૂપનું દર્શન કર. **ધુરંધર**–ધુરાને ધારણ

કરે છે તે (ઉપપદ). **પ્રમુખ**—સૌમાં આગળ પડતો નેતા, પરમાત્મા. **ખેલે**—લીલા કરે છે. ઇશ્વર પ્રગટપણે સર્વત્ર વ્યાપેલો છે. જેનાં અંતઃચક્ષુ ઉઘડ્યાં છે તેને એ સર્વત્ર દેખાય છે. **જાહેર**—જાહેર રીતે; પ્રગટપણે. **ઝૂઝે**—આ જગતરૂપી રણસંગ્રામમાં એ સર્વત્ર ઝઝૂમી રહ્યો છે, વિલસી રહ્યો છે.

## (૮) પ્રાણીઆ ભજી લેને કીરતાર

પૃ. ૬૯. **પ્રાણીઆ**—પ્રાણ, જીવ, મનુષ્ય. **ભજી લેને**—ભક્તિ કર. **કિરતાર**—સૃષ્ટિનો કર્તા, પરમેશ્વર. **સ્વપ્નું**—સ્વપ્નની માફક મિથ્યા ઉંઘમાં, સ્વપ્ન દરમિયાન માણસ જે કંઇ જુએ અથવા ભોગવે તે સર્વ વસ્તુઓ ઉંઘ ઉડતાં—જાગ્રત થતાં નાશ પામે છે. જે વસ્તુઓ સ્વપ્નમાં હતી તે વસ્તુતઃ હતી જ નહિ. આ પ્રમાણે જેમ જાગ્રત મનુષ્યને માટે સ્વપ્નની સૃષ્ટિ મિથ્યા છે તેમ જ્ઞાની ભક્તને માટે આ દેખાતી સૃષ્ટિ મિથ્યા છે. તત્વતઃ એ કંઈ છે જ નહિં. સ્વપ્નરૂપી આ જીવન ખલાસ થતાં એ સૌ હતું ન હતું થશે. સરખાવોઃ—

"જાગીને જોઉં તો જગત દિસે નહિ, ઉંઘમાં અટપટા ભોગ ભાસે."

(નરસિંહ)

**ખજીના**—ખજાના. **પરિવાર**—(परि + वृ) માણસની આસપાસ રહેતાં સગાંસંબંધી આશ્રિત વગેરે. **ગોખ**—છજું. **કોટી ધ્વજ**—કોટિ ધ્વજ. અસલના જમાનામાં એવો રિવાજ હતો કે કરોડાધિપતિના મકાનમાં ઉપર ધજા ફરફરે તેથી કોટિ ધ્વજ એટલે કરોડપતિ એવો અર્થ છે. **બાંધ્યાં રહ્યાં**—અહિંનાં અહિં, એમ ને એમ. **શ્રીફળ**—નાળીએર. **સેજ**—શૈયા, પથારી. **સેજ તળાયું વિના**—(૧)પલંગ ગોદડાં વિના (૨) પલંગમાં ગોદડાં વિના. **હુન્નર કરતો હુજાર**—ભાત ભાતના મોટા વેપાર ખેડતો. **જળાયો** (ज्वल्) બાળવામાં આવ્યો. **ખોરી ખોરીને**—સંકોરી સંકોરીને. (દેવતા) સંકોરી સંકોરીને. **ચેહ**—ચિતા. **કાષ્ટનો ભાર**—સેજ તળાઇઓને બદલે. **દશ દી**—થોડા દિવસ. **વિસાર**—વિસારી. **મેલ્યો વિસાર**—વિસારી મેલ્યો.

**નોંધ**—આ સંસાર વિષેની આસક્તિ છોડી દઇને ઇશ્વર ભજન કરવાનું એક કારણ આ કાવ્યમાં ચિત્ર રૂપે ખડું કર્યું છે. પોતાનો કહેવાનો અર્થ સોંસરો ઉતરી જાય તેવી સાદાઇથી એ ચિત્ર રજાું થયું છે.

## (૯) ચિત તું શીદને ચિંતા ધરે

**પૃ. ૭૦. શીદ**—શા માટે. **કૃષ્ણ**—પરમેશ્વર. **સ્થાવર**—અચળ વસ્તુઓ, જે ચાલી શકતી નથી. **જંગમ**—જે હાલી ચાલી શકે છે તે. **સ્થાવર જંગમ**—સચરાચર. **જડ**—નિર્જીવ. **ચેતન**—સજીવ. **સ્થાવર... ચેતનમાં**—સમસ્ત વિશ્વમાં. **માયાનું બળ ઠરે**—કૃષ્ણની લીલા પ્રવર્તે છે. **હરે**—હરી લે, ટાળી નાખે. **જન્મ મરણ ભય હરે**—લખ ચોરાશીના ફેરામાંથી મુક્તિ મળે.

**પૃ. ૭૧. નવમાસ ગર્ભમાં**—જન્મ પહેલાં. અર્થ એવો છે જન્મ પરંપરાની શરુઆત પહેલાં પ્રાણીઓ કૃષ્ણપ્રભુના સાન્નિધ્યમાં હોય છે અને તેની સ્મરણ આદિ નવધા ભક્તિ કરે છે. પુણ્ય ક્ષય થતાં ફરી માયાના આવરણ તળે તેઓ આવે છે અને લક્ષચોરાશીના ફેરા ફરવા માંડે છે. જે સમર્થ કૃષ્ણ આ પ્રમાણે સર્વ જીવોનો કર્તા હર્તા છે તેને સઘળી ચિંતા સોંપી દેવી જોઇએ. **ઉદ્વેગ**—શોક, ખરખરો. **અંતર**—મનમાં. **કારજ**—કાર્ય, કામ. **સરે**—પાર પડે, પુરૂં થાય. **કારજ શું સરે**—કશું જ થઇ ન શકે, નકામું છે. **ધણી**—માલિક, પરમેશ્વર. **મનસૂબો**—વિચાર, નિશ્ચય. **ધાર્યો**—ધારેલો. **હર**—શિવ. **નવ ફરે**—ફેરફાર ન થાય. **હર......ફરે**—દયારામ કૃષ્ણના ભક્ત છે, અને કૃષ્ણ, વિષ્ણુના અવતાર છે. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરની ત્રિપુટીમાં આ રીતે વિષ્ણુને (કૃષ્ણને) અગ્રસ્થાન આપવામાં આવ્યું છે. **તું અંતર......નવ ફરે**—આના જ સમાનાર્થ માટે સરખાવો:—

"જે ગમે જગતગુરૂ દેવ જગદીશને
તે તણો ખરખરો ફોક કરવા,
આપણો ચિન્તવ્યો અર્થ કંઇ નવ સરે
ઊગરે એક ઉદ્વેગ ધરવો;"

**દોરી......ભરે**–પહેલાં પુતળીઓના ખેલ ભજવવામાં આવતા. પડદાની પાછળ સૂત્રધાર રહેતો એના હાથમાં રંગભૂમિ ઉપરની સર્વે પુતળીઓને બાંધેલી દોરીઓ રહેતી, અને જે જે પુતળીઓને ખેલ ભજવવામાં ખપ હોય તેમને દોરી ખેંચી બહાર મોકલતો અને જરૂર પ્રમાણે રંગભૂમિ પર આઘી પાછી ફેરવતો તથા કામ પૂરું થયે પાછી ખેંચી લેતો. પુતળીઓના એ પ્રસિદ્ધ ખેલ સાથે આ વિશ્વના ખેલને કવિ સરખાવે છે. મનુષ્યાદિ સર્વ પ્રાણીઓ પુતળીઓ જેવાં છે અને પરમેશ્વર સૂત્રધાર છે. એની ઇચ્છા પ્રમાણે જ મનુષ્યરૂપી પુતળીઓ હલનચલન આદિ સર્વ કામ કરે છે. **જંત્ર**–વાતયંત્ર, વાજીંત્ર. **જંત્રી**–યંત્રી વાજીંત્ર વગાડનારો. **જેવો જંત્ર......નીસરે**–અહિંયાં મનુષ્યને યંત્ર કહ્યો છે અને એ વાજીંત્રમાંથી ઇશ્વરરૂપી જંત્રી પોતાની ઇચ્છા મુજબ હર્ષ શોકના સ્વર વગાડે છે. **શ્રીફળ પાણી ભરે**–નાળીએરની અંદરથી પાણી નીકળે છે. એ પાણી કોઈ માણસ એની અંદર રેડી આવતો નથી. ઇશ્વરની ઇચ્છાથી એમાં પાણી આપોઆપ ઉત્પન્ન થાય એ પ્રમાણે આ વિશ્વમાં ઇશ્વરની ધારેલી વસ્તુઓ ક્યારે કેવી રીતે થશે એ સમજાયા વગર ઉત્પન્ન થાય છે. **જયમ ગજ કોઠું ગરે**–જેમ ચમત્કારિક વસ્તુઓ ઉત્પન્ન થાય છે તેમ, ચમત્કારિક રીતે તે નાશ પણ પામે છે. દાખલા તરીક હાથીએ ખાધેલા કોઠામાંનો ગર કેવી રીતે નાશ પામે છે તેની આપણને સમજણ પડતી નથી. આ બે દૃષ્ટાંતો લોકમાં પ્રચાર પામેલાં હોવાથી પોતાનો અર્થ ઇશ્વરનું સર્વ સામર્થ્ય સમજાવવા કવિએ ઉપયોગમાં લીધાં છે. વિજ્ઞાનની દૃષ્ટિએ એની સારાસારતા વિચારવાની નથી. **કર ઠરે**–હાથ આવે; મળે. **એમાં......મરે**–કોને કયી ચીજ કેટલા પ્રમાણમાં કયે સમયે મળશે એ સૌ ઇશ્વરે નિર્માણ કર્યું છે. તેને બદલવા કોઇ સમર્થ નથી. માટે, જગદ્‌ગુરૂ જે કરતો હોય તે પ્રતિકૂલ લાગે તો ચિંતા કરવી એ ખાલી માથાકૂટ છે. **સુખ સંચે**–તું તારા સુખનો સંચય–સંગ્રહ–કરે. **દુઃખ હરે**–તું તારા દુઃખનો નાશ કરે. સરખાવો,

નીપજે નરથી તો કોઇ ન રહે દુઃખી
શત્રુ મારીને સૌ મિત્ર રાખે. (નરસિંહ)

**આપ તણું......ખરે**–આ પંક્તિનો અન્વય આ પ્રમાણે છેઃ—ખરે, મૂળ વિચારે (જોતાં), એ (ચિંતા કરવી તે) આપ તણું **અજ્ઞાનપણું** છે. **આપતણું**–(૧) પોતાનું (૨) આત્માના ખરા સ્વરૂપનું. **મૂળ વચારે**–વસ્તુસ્થિતિનું મૂળ સ્વરૂપ વિચારતાં. **અણુ ચિંતવ્યું**–અણધાર્યું; તે ચિંતા કર્યા વિના. **ઉપનિષદ્**–વેદના અંત ભાગમાં આત્મા અને વિશ્વના સંબંધ વિષે ચર્ચા આવે છે તે ભાગનું નામ. ગુરૂની નજીક બેસી તેનાં શ્રવણ–ચર્ચા થતાં; તેથી તેનું નામ ઉપનિષદ્ (**उप + नि + सद्**) અહીં વેદ એવો સામાન્ય અર્થ છે. **રાધાવર**–રાધાનો પતિ, કૃષ્ણ.

## (૧૦) કાનુડો કામણગારો રે.

પૃ. ૭૨. કાનુડો (**कृष्ण–कण्ह**–કા'ન) કૃષ્ણ. **કામણગારો**–(કામણ+ગાર) કામણ (**कम्**–ચાહવું) કરનાર; લગની લગાડનાર. **ચાળો**–ચેષ્ટા. **આંખડલીનો ચાળો**–આંખના અણસારાથી હૃદયનો ભાવ સમજાવવાની ચેષ્ટા. **રંગ રાતો**–રંગ (રસ) થી રાતો (રંગાએલો). રસિક. **મદમાતો**–મદ (કેફ)થી માતો (મસ્ત), પ્રણયના કેફમાં ચકચૂર. **નેણાં શું**–આંખ વડે, આંખના અણસારાથી. સરખાવો. The Merchant of Venice માં બેસેનિયો એન્ટોનીઓને પોર્શીયા વિષે કહે છે તે 'Speechless messages from her eyes.' **પ્રેમ પીડા**–પ્રેમથી –પ્રેમીજનના વિહારથી–થતી પીડા. **આવી શાણી**!–આટલી ડાહી હોવા છતાં. **નાણ્યું**–પરખી જોયું. **આવડું**–આટલું બધું (આકર્ષક). **આવડું ...જાણ્યું**–કૃષ્ણ મારી કલ્પના મૂર્તિથી પણ અધિક સુંદર નીકળ્યા. સરખાવો, 'આવડું મ્હેં ન્હોતું જાણ્યું ચિત્રલેખાએ રત્ન જ આણ્યું.' (ઓખાહરણ). **પાયે લાગુ**–પગે લાગીને વિનંતી કરૂં છું. **ઘેલુ લાગું**–મને ઘેલછા લાગી છે. **દયાનો પ્રીતમ**–કવિ દયારામનો પ્રિયતમ, સર્વ ભક્તગોપીઓનો પ્રિયતમ.

**નોંધ:**—નં. ૧ થી નં. ૧૦ સુધીનાં કાવ્યોમાં બે પ્રધાન સૂર નજરે પડે છે:–ભક્તિ અને જ્ઞાન. નરસિંહ, મીરાં અને દયારામનાં કાવ્યાનો પ્રધાન સૂર ભક્તિ છે. ‘ સમરને શ્રીહરિ ’ એ કાવ્યમાં દેહ, દેહનાં સંબંધી, ધન ઇત્યાદિની પ્રાપ્તિ, એ માટેની ઘેલછા તજીને હરિનું સ્મરણ કરવા કવિ બોધ કરે છે. આજ વિચાર ભોજા ભક્તના ‘ પ્રાણીઆ ભજી લેને કિરતાર ’ એ કાવ્યમાં શબ્દ ચિત્રની મદદથી વર્ણવામાં આવ્યો છે. ‘હાર,’ ‘ બોલે ઝીણા મોર,’ ‘ મારૂં ચીતડું ચોરાયે,’ ‘કાનુડો કામણગારો રે’–આ ચાર કાવ્યોમાં પ્રેમલક્ષણા ભક્તિ કરનારા ભકતોના જીવનના કેટલાક લાક્ષણિક પ્રસંગો ઉતારવામાં આવ્યા છે. ‘ચિત તું શીદને ચિંતા ધરે’ એ કાવ્યમાં ‘ સમરને શ્રીહરિ ’ની માફક તત્ત્વબોધ કરવામાં આવ્યો છે. આ રીતે એ ત્રણ કવિઓનાં કાવ્યોમાં પ્રધાનપણે ભક્તિ, અને ગૌણપણે એ જ ભક્તિને અનુકૂળ જ્ઞાનબોધ સમાએલો છે.

અખાએ જાતે જ કહ્યું છે કે ‘ જ્ઞાનીની કવિતા ન ગણીશ, કિરણ સૂર્યનાં કયમ વરણીશ ?’ તે પ્રમાણે એ આત્મજ્ઞાનને પ્રથમ મૂકે છે, અને કેટલેક અંશે ભકતોના આચાર ઉપર કટાક્ષ કરી જ્ઞાન ન થાય ત્યાં સુધી તે આચાર નિરર્થક છે એમ અખો જણાવે છે. અખાની માફક ધીરો પણ જ્ઞાનને પહેલું મૂકે છે; અને ચાલુ બાહ્ય આચારો ઉપર ઠીક ટીકા કરે છે. પોતાનો અર્થ સમજાવવા અખો કહેવતોનો ઉપયોગ કરે છે. તેનાં લીધેલાં દ્દષ્ટાંતો કહેવતો જેવાં થઇ પડયાં છે. ધીરાએ પણ એવાં દૃષ્ટાંતો ઘણાં વાપર્યાં છે. અખો અને ધીરો અદ્વૈત વેદાન્તના અનુયાયી ભકત છે. ભોજો ‘ભકત’ તરીકે પ્રસિદ્ધ છે. ભકિતમાં જીવન ગાળવા આપણને એ બોધ કરે છે. પણ નરસિંહ આદિના પ્રેમલક્ષણા ભકિતના પંથનો એ નથી. ભકતોને ઠેકાણે લાવવા એણે ‘ચાબખા’ નો ઉપયોગ કર્યો છે; અને જ્ઞાનને વિસારે પાડી ભકિતના બાહ્યાડંબરમાં મચી રહેલા દુન્યવી જનોને જાગ્રત કરવા એણે અસરકારક પદ લખ્યાં છે, છતાં અખા તથા ધીરાની માફક એ અદ્વૈતવાદ જેવી

તત્વજ્ઞાનની વાતો કરતો નથી. આસપાસની દુનિયાની અસારતા સમજવી એ આ દુનિયાનો મોહ ઉતારી મૂકવાને બસ છે, એને પણ વિશેષતઃ તો ભક્તિનો જ રંગ ચઢેલો છે.

'વચન પાળવા વિષે'ના સામળ ભટ્ટના છપ્પા જુદા પડી આવે છે એ સ્પષ્ટપણે બોધપ્રધાન છે. બીજા કવિઓની માફક તત્વ-દર્શનની ઉંચાઇએ એ ચઢતો નથી. છતાં બીજાઓની માફક એની કવિતાનો હેતુ લોક કલ્યાણનો છે. હિન્દુ ધર્મગ્રંથો, શ્રુતિ, સ્મૃતિ, પુરાણ, ઇતિહાસના વિચારો અને એ વિચારો સમજાવતાં આખ્યાનો કવિતામાં ઉતારી, પોતાની કવિત્વશક્તિની મદદથી લોકકલ્યાણ કરવું એ પ્રેમાનંદ, સામળ આદિ સર્વે કવિઓનો હેતુ હતો.

## (૧૧) સાયંકાળે.

પૃ. ૭૪. **રવિ**–સૂર્ય. **દિવ્યકાય**–દિવ્ય (પ્રકાશમાન) છે કાયા જેની (બહુવ્રીહિ) તે ક્ષિતિજ ઉપર અસ્ત પામતો સૂર્ય મધ્યાહ્નના સૂર્ય કરતાં મોટો દેખાય છે; વળી પૃથ્વી ઉપરનું તેજ ઓછું થવાથી સૂર્ય પરનું તેજ વિશેષ જણાઈ આવે છે, માટે 'દિવ્ય કાય' વિશેષણ યોગ્ય છે. **અમરાપુરી**–અમરોની (દેવોની)+પુરી (નગરી), ઇંદ્રપુરી; આકાશના અર્થમાં વાપરવામાં આવ્યો છે. **મહીમાં**–પૃથ્વી ઉપર. **જાણે...મહીમાં**–સૂર્ય પતંગ છે, એવી ઉત્પ્રેક્ષા કરી છે. આકાશમાં ઉંચે ચેઢેલો પતંગ ઢળીને ક્ષિતિજ આગળ, જ્યાં પૃથ્વી સાથે આકાશ મળતું દેખાય છે ત્યાં; પડતો હોય તેવો સૂર્ય જણાય છે. **રાહ**–રસ્તો, સ્થળ. **જાહ્નવી**–જહ્નુ રાજાની પુત્રી, ગંગા નદી. ભગિરથ રાજાના તપને લીધે સ્વર્ગમાંથી ગંગાજી પૃથ્વી ઉપર ઉતર્યાં. પૃથ્વી ઉપર વહેતાં ગંગાના પાણીથી માર્ગમાં જહ્નુરાજાની યજ્ઞભૂમિ પાણીમાં ડૂબી ગઈ. રાજા ગુસ્સે થઇ નદીનું સઘળું જળ પી ગયો. દેવો ઋષિઓ અને ભગિરથે સર્વેની પ્રાર્થનાથી એણે પોતાના કાનદ્વારા એ પાણી પાછું કાઢવા કબૂલ કર્યું. તેથી નદી એની પુત્રી–દત્તક પુત્રી તરીકે ગણાય છે. અને જાહ્નવી કહેવાય છે. **ધણ**–ટોળું–ઢોરનું જ ટોળું.

**ઘેરી**—થોડાક ગોવાળ અથવા એક ગોવાળ ધણની સઘળી પાસ જરૂર મુજબ ફરતા રહી આખું ટોળું એકત્ર રાખે છે. કાલ્પનિક-પણે ગોવાળ ધણની ચારે પાસ હાજર હોઇ ટોળાને ઘેરી લે છે. **ભગિરથ**—સગર રાજાએ અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. તેનો અશ્વ ફરતો ફરતો પાતાલમાં જઇ પહોંચેલો, તે કોઈને જડે નહિ. સગરના સાઠ હજાર પુત્રોએ આખી પૃથ્વી ખોદી નાખી, ( તે ઉપરથી સાગર–દરિયો ) અને તેઓ પાતાળમાં પહોંચ્યા. ત્યાં ધ્યાનસ્થ કપિલમુનિની પાસે પોતાના યજ્ઞિય અશ્વને જોયો. યુવાન રાજકુંવરોએ યોગીને ધ્યાનભંગ કરી તેનો કોપ વહોર્યો. ઋષિનાં નેત્ર ઉઘડતાં તેમાંથી અગ્નિ ઝર્યો, અને સર્વ સગરપુત્રો બળી મુઆ અને વિના ક્રિયાએ અવગતિ પામ્યા. એમના એક વંશજને પિતૃઓની અવગતિની ખબર પડી, તેમને સદ્ગતિએ પહોંચાડવા ગંગાજળ સ્વર્ગમાંથી આવે તો કામ થાય એવી ભગિરથને સલાહ મળી. એણે તપશ્ચર્યા આદરી. ગંગાજીએ આવવા કબૂલ કર્યું, પરંતુ પૃથ્વી ઉપર તેમનો ભાર કોણ ઝીલે ? ભગિરથે ફરી તપ આદર્યું, ને શિવજીને પ્રસન્ન કર્યા, શિવે પોતાની જટામાં ગંગાને ઝીલવાનું કબૂલ કર્યું, તે પ્રમાણે ગંગાજી શિવજીની જટામાં ઉતર્યા. કૈલાસ ( ગંગોત્રી )માં વિરાજેલા મહાદેવજીની જટામાંથી હજી પણ વહેતાં ગંગાનાં જળ સાગરને તળીએ પડેલાં સગરપુત્રોનાં અસ્થિને હજી પણ શુદ્ધ કર્યા કરે છે. **કૈલાસથી**—સ્વર્ગમાંથી. ગંગા કૈલાસમાં વિરાજતા શિવજીની જટામાં ઉતરેલી તે ઉપરથી. **ખેહ**—ધૂળ, છેર. **ધરિત્રી**—પૃથિવી. પૃથ્વી ઉપરની ધૂળ આકાશમાં ગઇ છે; અને ધૂળના વાદળમાં આકાશ ઢંકાઇ ગયું છે. ધૂળનું વાદળ પૃથ્વી જેવું જણાય છે. **ઉચ્ચારવા દુ:ખ**—પાપીઓના પાપથી કાયર થઇને ધરતી માતા ગાયનું રૂપ ( **गौ**=(૧) ગાય (૨) પૃથ્વી ) ધારણ કરી વિષ્ણુ પાસે ગયાં, ત્યારે ભગવાને કહ્યું કે **परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्** હું અવતાર લઇશ. પૃથ્વી માતાની વિનંતીથી સ્વર્ગના દેવ વારંવાર પૃથ્વી પરના દુષ્ટોનો સંહાર કરવા અવતાર લે છે. **જાણે ચઢયો છે ઘન**—ઉડતી ધૂળના

વાદળને એક વાર કવિએ પૃથ્વીનું રૂપક આપ્યું છે. કવિ હવે એને વરસાદનું વાદળ કહે છે. ગોવાળોની વાંસળી વાગે છે તે મયૂરના કેકારવ જેવી લાગે છે. વાદળનો ઘનઘોર ઘુમ્મટ ચઢયો હોય ને વરસાદ પડવા માંડયો હોય ત્યારે મોર ટહુકાર કરે છે. **પુરમાં**–ગામમાં, ગામ રૂપી સાગરમાં.

**પૃ. ૭૫. સહસ્ર ધારે**–ગંગા નદી બંગાળાના ઉપસાગર નજીક આવતાં તેના અનેક ફાંટા પડે છે; અને તે અનેક મુખે પોતાનું જળ સાગરમાં રેડે છે. **દંતાળી**–પંજેઠી, ખંપાળી; પાંચ દાંતાવાળું લાકડાનું ખેતીનું એક હથિયાર. એના વડે કણસલાં, ઠુંડસાં, ઘાસ વગેરે એકઠાં કરવાનું કામ થાય છે. **તર્ક વિતર્ક**–કલ્પના, ઉત્પ્રેક્ષા. **કાંસકી**–કાંસકીની માફક દંતાળીને ખાંપા હોય છે તેથી દંતાળીને પૃથ્વીની કાંસકી કહી છે. **કૃષિકારક**–ખેડુત. સ્વાભાવિક રીતે પૃથિવી રૂપી સ્ત્રીનું માથું હોળવાનો હક ભૂમિ ખેડનાર ખેડુતનો જ છે. **પૂજે જનો...ત્યારે**–પહેલા શ્લોક વખતે સૂર્યે નમવા માંડયું છે. પછીના છ શ્લોકમાં આસપાસ જણાતાં દૃશ્યો કલ્પનાનો ઓપ ચઢાવીને રજુ કરવામાં આવ્યાં છે. આ શ્લોક લખતી વેળા સૂર્ય અસ્ત પામી જવાની તૈયારીમાં છે. કવિ આસપાસ નજર નાખે છે. સૂર્યોદય વખતની સંધ્યામાં અને અત્યારે એક ભેદ એની નજરે ચઢે છે. સવારની માફક કોઇ સૂર્યની પૂજા કરતું જણાતું નથી. એ ઉપરથી કવિ જનસમૂહના માનસ વિષે મત પ્રગટ કરે છે. પ્રતાપીનો પ્રતાપ તેની પાછળ દેખાય છે, એ વિચાર છેલ્લે આપી કાવ્ય સમાપ્ત થયું છે. તે જતાં સૂર્ય હીન દશામાં આવ્યો, લોકોએ એની અવગણના કરી એમ વચ્ચે કહેવું અયુક્ત લાગે છે.

**દિનેશ**—દિનનો ઇશ, સૂર્ય. એ સૂર્ય પૂરો અસ્ત પામી ગયો. એકલું પ્રતિબિમ્બ જ જણાય છે.

**રિપુ**—શત્રુ, ઘેરાતા અંધકારરૂપી શત્રુ.

**છળવા**—છેતરવા. **કૃત્રિમ રૂપ**–બનાવટી, કપટવેશ. **પ્રતિબિમ્બ અસ્ત**–હવે તો એ પ્રતિબિંબ પણ દેખાતું બંધ થયું. ડૂબી ગએલા સૂર્યનો પ્રકાશ માત્ર ક્ષિતિજ ઉપર જણાય છે–પ્રતાપી માણસના પ્રતાપનો પરચો અમુક કાળ સુધી પાછળ રહે છે તેમ.

## (૧૨) વર્ષા.

**પૃ. ૭૭. પ્રાણી**–મનુષ્યાદિ જીવો. **અભ્ર**–વાદળ. **ચાળા**–ચિહ્ન, નિશાની. **ધનુષ**–મેઘધનુષ. **પીત**–પીળો. **સૂર્યાસ્ત ભાસ**–અસ્ત વખતે સૂર્ય પીળો પડી જાય છે. વર્ષાઋતુમાં વાદળથી છવાવાથી પણ સૂર્ય ઝાંખો પીળો પડી જાય છે. એટલે સૂર્ય અસ્ત પામતો હોય એમ દેખાય છે. **અતિ...આસપાસ**–વર્ષાઋતુમાં રાત્રે ચંદ્રમાની આજુબાજુ વાદળનાં પાણીના તેજનું કુંડાળું જણાય છે. **નૈરુતા**–નૈઋત્ય દિશામાંથી આવતા. **વા**–પવન. વરસાદ વખતે નૈઋત્યમાંથી શીતલ પવન વાય છે. **વ્યોમ**–આકાશ. **અંડ**–બ્રહ્માંડ. **તોરી**–અભિમાની, તોફાની. **દાસીને જાણી નાથ**–દાસીને પોતાનો પ્રિયતમ સમજીને. આ કાવ્યની નાયિકાનો પતિ પરદેશ ગએલો છે. આવા બ્હીક ઉપજાવે એવા વાતાવરણમાં એ સ્ત્રીને રક્ષકની જરૂર પડે છે. ગભરામણમાં પાસે ઉભેલી દાસીને જ એ પતિ–રક્ષક–સમજી તેનો આશ્રય લે છે. પછીથી આમ શાથી બન્યું તે દાસીને કહી સંભળાવે છે. એ રીતે વર્ષાઋતુમાં કેટલીક સ્ત્રીઓ ઉપર થતી અસરનું વર્ણન કરવામાં આવ્યું છે. આ પ્રકૃતિવર્ણનમાં પ્રકૃતિના સ્વતંત્ર વર્ણન ઉપરાંત પ્રકૃતિ સંબંધી મનુષ્યની લાગણીઓ પણ ઉતારવામાં આવી છે. મનુષ્ય વિનાની એકલી કુદરત કવિને અપૂર્ણ લાગે છે. **સજનાં**–(**स्वजन**) સ્નેહી પોતીકું માણસ. **મેઘ બીહામણી**–મેઘ (વાદળ) વડે બ્હીઆમણી. **દામણી**–(**दामिनी**) વીજળી. **ધોધો ધોધો**–પડતા પાણીના પ્રવાહનો થતો અવાજ જાણે આપણા કાનમાં ન સંભળાતો હોય એવો ધ્વનિ આ શબ્દોથી ઉત્પન્ન થાય છે. **ઉદક**–પાણી. **પ્હાણ**–પર્વત ઉપરના પથ્થર. **સંધુ**–બધું. **ટટળું**–ટળવળું. **કયમ...નારી** (આ બધું જોઇને) હું, નારી, અબળા–(મારા) નાથ સારૂ કેમ ટટળું નહિ?

**પૃ. ૭૮. આ તોફાને...વૃંદમાં** રે–આ વરસાદના તોફાનમાં પૂર્ણ કળા કરીને, આનંદમાં આવીને ટહુકાર કરતા, મોર ઢેલના ટોળામાં ડુંગર ઉપર નાચે છે. **દેખી દાઝું**–ઢેલ અને મોરનું

સુખ જોઇ આ પતિવિરહી સ્ત્રીને ઇર્ષા આવે છે. **માદા**–મોરની માદા, ઢેલ. **પેરે**–માફક. **સુરસ**–સુ+રસ. રસ=પાણી, અશ્રુ. મોરની આંખમાંથી ઢળતાં હર્ષાશ્રુ ઢેલ ઝીલે છે, તે વડે તેને ગર્ભ રહે છે એવી માન્યતા છે. **ધીરજ ધરતી**–હું વર્ષાઋતુ પહેલાં ચાતકનું દુઃખ જોઇને આશ્વાસન પામતી હતી અને તેથી ધૈર્ય રાખતી હતી, પણ હવે વરસાદ આવ્યો તેથી ચાતક પોતાની તૃષા છીપાવી શક્યું. પણ મારી સ્નેહતૃષા અતૃપ્ત રહી, તેથી મને અત્યંત સંતાપ થાય છે. **સીઝયું**–(**सिद्ध**) સિદ્ધ થયું, ત્હારૂં કાર્ય સિદ્ધ થયું. ચાતકને વિષે આવી માન્યતા છે. એ વરસાદનાં ટીપાં પર જ રહે છે. એને ગળે કાણું છે, તેથી પાણી પીતાં પીતાં એ કાણામાંથી નીકળી જાય છે, એટલે પડતા વરસાદનું જ પાણી ઝીલવાથી ચાતકની તૃષા છીપે છે. વિરહિણી સ્ત્રી જેમ પોતાના પ્રિયતમની સોત્કંઠ રાહ જુએ તેમ ચાતક વરસાદની રાહ જુએ છે. **દાદુરા**–દેડકા. **લવી**–લવીને, સમજ્યા વિના બકીને. **દરદી**–માનસિક દર્દવાળી, વિરહ દુઃખ પીડિત. **હું વિના**–કોયલને પોતાની સખી કલ્પી છે. સૌ સખીઓ સાથમાં આનંદ માણે એ જ યોગ્ય ગણાય. દીન બનીને 'બ્હેની કોયલડી'ને નાયિકા પૂછે છે કે હું દુઃખી છું ત્યારે તું શી રીતે આનંદ માણી શકું? **મેઘસૂરે ચ્હડી**–(૧) મેઘ (વાદળ) ના સૂર (ગડગડાટ) થી ઉત્સાહમાં આવેલી. (૨) મેઘના જેવા ગંભીર ટહુકાર કરતી. બન્ને અર્થ સાથે ઘટાવવાના છે. **તોબાકારી**–'તોબા' પોકરાવનાર, ભયંકર. **તીણીજ ચીસથી**–એવી માન્યતા છે કે રાત પડતાં સારસ યુગલનો વિયોગ થાય છે. બ્હીકથી વિરહી સારસ ચીસ પાડે છે. એની ચીસ સાંભળીને નાયિકા ઉપર થતી અસર છેલ્લી પંક્તિમાં આપી છે.

**ભાઇ**–વ્હાલ સૂચક સંબોધન–બાપુ, તાત, વગેરે જેવું. **તોબા-કારી......ભારી.** આ પંક્તિઓનો અન્વય આમ થાય છે. હે સારસ, તારી તીણી તોબાકારી ચીસથી કણકણે (મારા) કેશ ઉભા કરીને (તું) મારૂં પેટ ભારી બાળે છે. ભાવાર્થ એમ છે કે દુઃખી સારસની ચીસથી

નાયિકાને ધ્રુજારી થાય છે અને રૂવાંટાં ઉભાં થઇ જાય છે, તથા તેના અંતરમાં અતિશય દુઃખ થાય છે.

**નોંધઃ**—આ કાવ્યની યોજના ધ્યાનમાં લેવા જેવી છે. વરસાદ પડવાની તૈયારીનું વર્ણન શરૂઆતમાં આપ્યું છે. તોફાન જામ્યું તેનું વર્ણન ત્રીજા શ્લોકમાં છે. પછી નાયિકાને મુખે આસપાસની સૃષ્ટિ કેવી રસમાં તરબોળ થઇ છે તે કહેવડાવ્યું છે. એ આસપાસની સૃષ્ટિના રસવિલાસ જોઇ નાયિકા પોતે કેવી દીન થાય છે તે પણ તેની પાસે કહેવરાવ્યું છે. દેડકાં જેવાં પ્રાણી એની મશ્કરી કરતાં હોય તેમ તેને લાગે છે. સારસનું દુઃખ દેખી એ વિશેષ દુઃખી બને છે. કુદરતનાં સર્વ અંગ–સુખી તેમજ દુઃખી–એના દુઃખનાં વધારનાર નીવડે છે.

## (૧૩) નવ કરશો કોઇ શોક.

"સંસારી દુઃખ તો બહુ વેઠવાં પડયાં, પણ ધન્ય છે નર્મદ તને કે તેં ટેક સત્યાદિકની ઉચ્ચ નીતિ તારા જીવનને માટે ઉછળતી જુવાનીમાં જ ઓળખી કાઢી, અને તે પ્રમાણે જ તારૂં આખું જીવન તું પૂર્ણ કરવાને શક્તિમાન થયો! "નવ કરશો કોઈ શોક" એવું જે પદ તેં આવા અશુભ ટાંકણાને માટે અગાઉથી લખી રાખેલું તે અમને હાલ યાદ આવે છે......તે વેળા પણ કવિએ પોતાને માટે કેવા ઊંચા જીવનની મૂર્તિ બાંધી રાખી હતી, અને કેવા દારુણ તપોબળથી આખરે અક્ષરે અક્ષર ખરી પાડી!

વાંચનાર,...એ પદ...માં સહેજ શૃંગારનો ભાવ છે તે પ્રસંગ વિરુદ્ધ જાણી છોડી દે, અને પછી તું જો કે એમાં નર્મદાશંકરે પોતાનું પ્રકૃતિચિત્ર કેવું આલેખ્યું છે."

—નવલરામ.

પૃ. ૭૯. **રસિકડાં**–પ્રેમી જન,નર્મદ અને નર્મદકૃતિ વિષે મમતા રાખનાર રસજ્ઞ સ્ત્રી પુરૂષો. **યથાશક્ત**–શક્તિ પ્રમાણે. (અવ્યયી ભાવઃ સમાસ.) **રસપાન**–ગુજરાતના જનોને સાહિત્ય સેવા દ્વારા કરેલી રસની લ્હાણી; પોતાનાં સ્નેહી સંબંધીઓને વિષે દાખવેલો પ્રેમ. **સેવા**–સમાજસેવા; અનેક રીતે સંબંધીઓને કીધેલી મદદ. ગુજરાતમાં સમાજ સુધારાનો જબરો ઝુંડો નર્મદે ઉડાવ્યો હતો. ભાષણો, લેખો તથા

કાવ્યો લખી સુધારાનો પ્રચાર કરવા એણે ભારે જહેમત ઉઠાવી હતી. **પ્રેમી અંશ**–રસિક સંબંધીઓ. **શઠ**–જાહેર તેમ જ ખાનગી જિવનના નર્મદના વિરોધીઓ. **હરખાશે**–મારા મરણથી રાજી થશે. **મર્મ**–હાર્દ, મૂળ હેતુ, મારા લેખો તથા વચનોનું હાર્દ. **બકે**–બકવાટ કરે, ખાલી ટીકા કરે. **શંખ**–બુદ્ધિહીન આદમી, ઠોઠ. **બહુપણથી**–(૧) વિવિધતાથી, બહુ પ્રકારે. (૨) પણ–અભિમાન. બહુ અભિમાનથી. **પીડમાં**–મારા વિયોગની પીડા. **ચ્હીડ**–શઠ જનો મારા મુઆ બાદ મારી નિંદા કરશે તેથી થતો રોષ. **એક...અગનથી**–હે રસિક જનો, એક તો મારા વિયોગનું દુઃખ તમને થતું હશે, તેમાં વળી શઠ જનો નિંદા કરશે તે સાંભળી તમને બળતામાં ઘી હોમાશે, અને તમે ક્રોધાગ્નિથી બળી ઉઠશો. પણ એમ શોક કરશો નહિ. (એનું કારણ હવેની પંક્તિમાં આપે છે.) **હતો...સુખીઓ**–તમે એમ સમજજો કે મરવાથી તો ઉલટો નર્મદ એનાં સંસારી દુઃખોથી મુક્ત થઇ સુખી બન્યો, અને એના ઋણમાંથી અથવા આ સંસાર સંગ્રામમાંથી છૂટયો. **જગતમથી**–જગતના અંધકારમાંથી. માયાના આવરણને અહીં અંધારું કહ્યું છે. અંધકારથી જીવનની મુશ્કેલીઓનું પણ સૂચન છે.

**મુક્ત...જગતમથી**–"ઉંડા અંધારેથી" છૂટી પ્રભુના સાન્નિ-ધ્યમાં 'પરમ તેજે' જશો. **લેખચિત્રથી**–(શરીરથી નહિ, તો) મારા લેખો રૂપી છબી દ્વારા. **જીવતો છઉં હું દમથી**–ખરેખર હું પ્રાણ-વાન છું. **વીર સત્યને રસિક ટેકીપણું**–સત્યને વીર કહ્યું છે એટલે, વીર્ય–શૌર્ય અને સત્ય. રસિક ટેકીપણું–રસ તથા ટેક. અડિયલ દુરા-ગ્રહીની ટેક નહિ; પણ પ્રેમશૌર્યની ભાવના જ્વલંત રાખનારને શોભે તેવી ટેક. નર્મદના ચાર મુખ્ય ગુણ, શૌર્ય, સત્યપ્રિયતા, પ્રેમ અને ટેક આ પંક્તિમાં ગણાવ્યા છે, એ ગુણ તો એવા પ્રગટપણે નર્મદમાં હતા કે દુશ્મન પણ તેની ના કહી શકે એમ નથી, અરે, તે પણ તે ગુણોનું ગાન કરશે. **જુદાઇ**–વિયોગ. નર્મદ અને તેનાં પ્રેમી જનોનો વિયોગ, એ વિયોગનું દુઃખ રડવાથી જો નાશ નહિ પામે, પણ ઉલટું

વધશે. એક પ્રેમીના મરણ પછી જીવતા રહેલા પ્રેમીને વિયોગ દુઃખ થાય તે તેનું મરણ થાય ત્યારેજ નાશ પામે છે. **જગતનીમ**–સૃષ્ટિનો નિયમ. **તે લતથી**–રામ નામની લગનીથી.

"વિદ્યાનો આનંદ, દેશાભિમાનની મસ્તી, સ્પષ્ટ વાણી, નિઃસ્પૃહી ભાવના, ઊંચો ટેક અને સાચી દેશદાઝ એ ગુણો નર્મદાશંકરમાં મૂળથી છેવટ સુધી અખંડિત જ્યોતથી જ પ્રકાશી રહ્યા હતા."—નવલરામ.

## (૧૪) મંગલ મંદિર ખોલો.

પૃ. ૮૧. **મંગલ**—શુભ. **મંદિર**–ઇશ્વર જ્યાં વિરાજે છે તે ગૃહ–કલ્પનાગૃહ. **દયામય**–પરમેશ્વરને માટે પર્યાય તરીકે 'દયામય' શબ્દ યોજ્યો છે. ખરી રીતે તો દયા એ ઇશ્વરનો એક ગુણ છે. પરંતુ અહીં પુત્રહિતચિંતક પિતા એક દયાની જ ભીખ માગે છે, માટે એમણે ઇશ્વરને દયાનો ભંડાર, દયાની મૂર્તિ, કલ્પ્યો છે. એક પ્રાર્થનાગીતમાં ઇશ્વરને સૌંદર્યની મૂર્તિ કલ્પેલો છે. ત્યાં 'સુંદરા' સંબોધન છે, તેમ અહીં દયામય છે.

**જીવન વન**–આ જગત બહુ મુશ્કેલીઓ ભરેલું છે. વનમાં માર્ગ કાઢવો કઠણ છે તેમ આ જિવનમાં સત્પંથ શોધી તે પંથે પળવું કઠણ છે. **દ્વાર**–(મંગલ મંદિરને) બારણે. **શિશુ**–બાળક. **અતિ વેગે**–નાની ઉંમરમાં **દેહ** પડવાથી. **તિમિર**–જીવનવનનું તિમિર. **જ્યોતિ**–ઇશ્વરના સાનિધ્યનો પ્રકાશ. **ઉરમાં લ્યો**–છાતી સરસો ચાંપો. **નામ...નિરંતર**–બાળક સાથે બોલવાનું કારણ આપે છે. હંમેશાં તમારૂં નામસ્મરણ–ભક્તિ–કરતો હતો; એ તમને બોલાવ્યા કરતો હતો, માટે હવે તમે એની જોડે બોલો. **દિવ્ય તૃષાતુર**–દિવ્ય તૃષા દિવ્યતૃષાથી આતુર (પીડાતો) ઇશ્વરના પ્રેમની અલૌકિક તરસ. જીવનવનમાં પંથ કાપતાં એ તરસ છીપાવવા એણે સતત ઝંખના કરી છે, 'અચવ્યો રસ પીવો નવો'–અખો.

**નોંધ**—આ કાવ્યમાં કવિની વિનંતિ ક્રમશઃ પ્રગતિ કરે છે. પ્રથમ દ્વાર આગળ ઉભેલા બાળકને અંદર પ્રવેશ કરાવવા વીનવે છે. દ્વાર ઉઘડયાં, એટલે જ્યોતિ ઝળકયો. હવે શિશુને ભેટવા માટે વિનંતી કરે છે. તે થયા બાદ, તેની સાથે બોલવાનું પ્રભુને કહે છે. બોલીને પછી એને પ્રેમામૃતથી ન્હવરાવવા વીનવે છે. તે 'અચવ્યો રસ પીવો નવો' એ મનુષ્ય માત્રનું ધ્યેય હોવું જોઇએ. દયામય ઇશ્વર જ એ રસ પાઇ શકે એમ છે.

## ( ૧૫ ) અવસાન.

**પૃ. ૮૨. અવસાન**—(૧) અંત, (૨) મરણ. કાવ્યનું નામ બે રીતે સૂચક છે. કવિના 'નૂપુરઝંકાર'ને અંતે આ કાવ્ય છે. એટલે પોતાનાં કાવ્ય વિષેની પોતાની ઉમેદ કવિ આ કાવ્યમાં જણાવે છે. 'ઝંકાર આ સુખ કરે કદી બન્ધુઓને.' તેવી જ રીતે પોતાના જીવનના અંત વખતે પોતે શેની આશા કરે છે તે પણ જણાવ્યું છે. 'એકાદ અશ્રુ તણું દાન જ યાચું તો હું.'

કાવ્યની દેવીનાં નૂપુરના ઝંકાર કવિએ સાંભળ્યા, ઉરમાં ઉતાર્યા, તે એમનાં લખેલાં ગણાતાં કાવ્યો. એ ઝંકાર કોની માફક કેવી રીતે કવિએ ઝીલ્યા તે પહેલા બે શ્લોકમાં સમજાવ્યું છે.

**વિલીન થાય**–અદૃશ્ય થાય, મળી જાય. **ઉલ્કા**–ખરતો તારો. **ગીતધ્વનિ**–સંગીતના સૂર. **શૂન્ય**–આકાશ, ખાલી જગા, વાતાવરણ. હવા અવાજની વાહક છે; એટલે મનુષ્ય કંઠ યા વાદ્યમાંથી નીકળતા સંગીતના સૂર વાતાવરણમાં ઉત્પન્ન થાય છે. હવામાં ઉત્પન્ન **થએલાં** મોજાંનું બળ ખલાસ થતાં અવાજ હવામાં મળી જાય છે. **માનવ... ઉરે**–માણસના હૃદયમાં આનંદાદિ લાગણીઓનું ઉત્પત્તિ સ્થળ હૃદય છે.

**પૃ. ૮૩. તથાપિ**–(વીજળી, ઉલ્કા, ગીતધ્વનિ અને આનંદ ક્ષણભંગુર હોવા) છતાં પણ. **ગમતી**–ગમે છે, કારણ કે દુઃખભારથી ભરેલાં હૃદયને ક્ષણ પણ એ માયાવી–જાદુઇ રચનાઓ આનંદ આપે છે.

**ઇન્દ્રજાલરચના**–ઇંદ્રજાલ=જાદુ; છળ કપટ. ઇન્દ્રજાળથી કરેલી રચના, જાદુઇ, ભેદી, ઘટના.

**મૌનેથી ઉપની**—મૌનમાંથી ઉત્પન્ન થઇને.

**મૌન**—'નિઃશબ્દ શાંતિ.' જેમાં પ્રગટ, સંભળાય એવી, (વૈખરી) વાણી નથી, તેમ જ મનને સમજાય એવી (પશ્યંતી આદિ) વાણી પણ નથી તેવી સ્થિતિ. નિર્વિકલ્પ સમાધિની અવસ્થા. તેનું વર્ણન થઇ શકે એમ જ નથી–જેમ પરમાત્મા સ્વરૂપનું વર્ણન કરવાને **ગુરોસ્તુ મૌનં વ્યાખ્યાનં** । કહ્યું છે તેમ.

**ઝીલ્યા ગણું સફળ**–(જો બન્ધુઓને સુખ કરે તો) એ નૂપુરનાદને મેં ઝીલ્યા તે હું સાર્થક ગણીશ. **ઉરયન્ત્ર**–હૃદયરૂપી યંત્ર ગ્રામોફોનની થાળી ઉપર અવાજ ઝીલવામાં આવે છે તેમ કવિનું હૃદય એ ગ્રામોફોનની થાળી છે. કાવ્યદેવીના નૂપુરના ઝંકાર એ થાળીમાં ઝીલવામાં આવે છે. કવિતાદેવીનું પુરૂં ગીત તો કવીઓ પણ નથી સાંભળી શકતા. ગાતાં ગાતાં દેવી નૃત્ય કરે છે, તે નૃત્યના ઝંકાર માત્ર કવિ ઝીલે છે. તેને લોક કવિતા કહે છે. **મૂક**–શાંત. **પછી**–બન્ધુઓને સુખ કરે તેવી રીતે ઝીલાયા પછી. **વ્યર્થ**–ફોગટ. **નાદ એ**–એ નૂપુરનાદ. **સરી જશે**–મૌનમાં ડૂબી જશે, વિલીન થશે. **ધન્ય**–ધન્યવાદને યોગ્ય, શાબાશી લાયક.

**ગહન**–ઉંડા. **સિન્ધુ**–સાગર. **મૌનના ગહન સિન્ધુ**–મનુષ્યનું, જગતનું. ભૂત તેમ જ ભવિષ્ય અકથ્ય છે. એનું એક લક્ષણ 'નિઃશબ્દ શાંતિ' અથવા 'મૌન' છે. **મા**–નહિ. **લોહું**–જો મારા કાવ્યના વાચનથી કદી ત્હારો દુઃખભાર હળવો થયો હોય તો હું એક જ વસ્તુ યાચું છું–મારા મરણ સમયે એકાદ પ્રેમાશ્રુ સારજે.

## ( ૧૬ ) અગતિ ગમન.

મનમાં ઉત્પન્ન થતા કોઈ વિચિત્ર જ મનોભાવનું આ સરસ ભાવચિત્ર છે.

પૃ. ૮૫. **અગતિગમન**–જેમાં (ચરણુની) ગતિ નથી એવું (હૃદયનું) ગમન. અતિશય અંધકારને લીધે પગ સ્થિર હોય છે, પણુ હૃદય સરતું સરતું આગળ વધે છે. એવી વિરલ ક્ષણુનું કવિ અહીં ચિત્ર દોરે છે. **વિધુ**–ચંદ્ર. **પથિક**–રસ્તા પરનાં (ઝાડ). ખરો અર્થ રસ્તે જનાર મુસાફર છે. પણુ કવિએ જરા છૂટ લઈ રસ્તા ઉપરનાં એવા અર્થમાં યોજ્યો છે.

**બધા ઝાંખા......ફરતું**—પહેલી બે પંક્તિઓમાં આસપાસના અંધકારનું વર્ણુન છે. ત્રીજી પંક્તિમાં પોતાની સ્થિતિનું વર્ણુન છે. **દૂર**–આઘે, પ્રિયજનોનાં હૃદયો તરફ. **વિરલ**–કોઈક જ વાર આવતી; દુર્લભ, મહામોંઘી. **સ્ફુરંતી**–આપોઆપ ઉત્પન્ન થતી. **ઊંડાણે**–હૃદયના ઊંડા ભાગમાં–મર્મ ભાગમાં. **સહસા**–એકદમ. ઓચિંતી **નવી**–અપૂર્વ. **સ્ફુરંતી...નવી**–એકેએક શબ્દ અર્થગંભીર છે. **અસર**–એ અસર હવેની બે પંક્તિઓમાં વર્ણવી છે. **વિચારો...હૃદયાલિંગન કરે**–"વિચારો રેલીને સર્વત્ર પ્રણયરસને ઉભરાવે અને એ રસમાં ન્હાતાં ન્હાતાં સ્નેહીઓનાં હૃદયો પરસ્પર આલિંગન કરે."–

રા. વિ. પાઠક.

**બને ત્યારે......શીઘ્ર ખસતું**—"ત્યારે આંખો પણુ શિશુની હોય તેવી મૃદુ બની જાય અને શિરના સહજ સ્વલ્પ–નમને સ્વર્ગ તરફ જતી હોય એમ ભાસે છે; પણુ બીજી જ ક્ષણે આ આભાસ બંધ થાય છે અને હૃદય પાછું આ દુનિયામાં વાસ કરવા માંડે છે અને અંધારાને સમજીને ચરણુ અંધારાથી શીઘ્ર ખસવા માંડે છે.

"આ દુનિયાના ઘોર અંધારામાં ઓચિંતાં જ ઘડીભર ચિત્ત પ્રેમસમાધિ લઈ લે છે. પ્રેમમાં જ સ્વર્ગની ઝાંખી કરી લે છે, અને એ દર્શનથી પ્રકાશ અને બળ પામીને પાછું દુનિયાના અંધારાથી દૂર રહીને ચાલવા માંડે છે."–રા. વિ. પાઠક.

**મૃદુલ**—કોમળ, ઢળતી. સ્વપ્નમાં બાળકની આંખો થાય છે તેવી. **સહજ**–સ્વાભાવિક. સ્વયં–સ્ફુરિત. **સ્વલ્પ**–જરાક. **નમને**–

નમનયુક્ત. **અવરમાં**–બીજી (ક્ષણમાં), બીજી ક્ષણે. **વાસ વસતું**–પ્રિય હૃદયની પાસ સરતું હતું ત્યાંથી મૂળ સ્થાનમાં પાછું ફરે છે. **અંધારાથી**–અંધકારથી દૂર. **સમજી**–આસપાસ અંધકાર છે એમ જ્ઞાન થવાથી. **શીઘ્ર**–ઉતાવળે. **ખસતું**–અંધકારથી નીકળવાને પગ આગળ માર્ગ કાપવા માંડે છે.

## ( ૧૭ ) એક આગિયાને.

અંધારી રાતે ઝાડો ઉપર જે તેજના ઝબકારા થતા દેખાય છે તે આગિયા નામના જંતુની પાંખોનો ચળકાટ છે. આપણે એ ચળકાટ એકલો જ દેખી શકીએ છીએ, એ જંતુ જોઈ શકતા નથી. એ ચળકાટને લીધે બીજાં જીવડાંને તે જોઈ શકે છે અને તે જીવડાંને ખાઇને આગિયો જીવે છે. તેજ ચળકાટને લીધે અંધારામાં પંખીઓ આગિયાને જોઇ શકે છે, અને તેનું ભક્ષણ કરે છે. આ રીતે એકનું એક તેજ તેના ઉદર પોષણનું અને જીવનનાશનું કારણ બને છે. આ હકીકત કાવ્યમાં ઉતારી સંસારીજનોના પ્રેમને લાગુ પાડી છે. પ્રેમથી જ મનુષ્યો જીવે છે, પ્રેમને જ કારણે તેમને દેહ ત્યાગ કરવો પડે છે.

**પૃ. ૮૬. પર્ણ**–ઝાડનાં પાન. **ચક્રો**–ગોળાકર તેજ. **દૃષ્ટિ**–પરમાત્માની દૃષ્ટિ. સર્વનું પોષણ કરનારી ઇશ્વરી રહેમ નઝર. **અહીં**–આગિયાની વાતમાં. આગિયાની પાંખો ચળકાવવામાં. **બ્રહ્માંડને પોષી... નકી**–ઇશ્વરે ઉત્પન્ન કરેલા સર્વ જીવોને માટે પોષણ કરવાની વ્યવસ્થા કરી મૂકી છે. તેજ પ્રમાણે તારા પોષણને માટે પણ એણે વ્યવસ્થા કરી છે. એ વ્યવસ્થા હવે પછીની બે પંક્તિમાં સમજાવી છે.

**ઉદરપોષણ**–ભરણપોષણ, પેટનું પુરૂ કરવામાં, જીવન ટકાવવાને. **કંઇ શ્રમ વિના**–અનાયાસે, વિના પ્રયત્ને. **દીવડો**–પોતાની પાંખોના તેજ રૂપી દીવો. **તુજ ઉદરપોષણ......દેખાડતું**–તારૂં તેજસ્વી સ્વરૂપ તારૂં જીવન ટકાવવાને જોઇતો ખોરાક મેળવવામાં તને મદદ કરે છે, કારણ કે એ જ તેજસ્વી રૂપ અંધારામાં તારી આંખને દીવાની ગરજ સારે છે. **પાતળી**–સુંદર પાતળાં હોવું એ સૌંદર્યનું

એક લક્ષણ છે તેથી સુંદરના અર્થમાં 'પાતળીઆ' વગેરે શબ્દો સુંદરના અર્થમાં રૂઢ થયા છે.

**ભાલને**—કપાળમાં. **કોઇ**-કોઇ કન્યા. **વિસ્મિત**-તને જોઇને આશ્ચર્ય ચકિત થયેલી. **સ્પર્શતી**-અડકતી. **રજ**-તેની રજ, તેજનાં કણ.

**પૃ. ૮૭. ઘનથી**—વાદળથી. ચંદ્ર અને તારા વાદળથી કોઇ વાર છવાઇ જાય છે અને દેખાતા બંધ થાય છે, પણ આગિયાનું તેજ વાદળથી ઢંકાતું નથી. કારણ કે વાદળ તો ઝાડથી ઘણે ઉંચે હોય છે. **ઉપવને**-વાડીમાં, બાગમાં.

**મમ પ્યારીનાં......વૃક્ષ**-એ બાગનાં કોમળ ફુલો વિષે કવિપત્ની મમત્વ રાખે છે અને વિશાળ વૃક્ષોને વિષે કવિ મમત્વ રાખે છે. બન્નેને પોતપોતાની જાતિના ગુણોને અનુસરતી ચીજો વિષે વિશેષતઃ મમત્વ છે. બાગ પ્રત્યે બનેનો બંધુભાવ તો ખરો પણ એઉના પ્રેમની વિશેષ લાગણી જાણીને જૂદું પાડયું છે.

**શિંઘતાં**-મનુષ્યના જ હાવભાવ કવિ કુદરતમાં પણ દેખે છે. **પત્રપત્રે**-દરેકે દરેક પાન ઉપર. **મ્હાલજે**-આનંદ કરજે.

**ખૂનની તલવાર**—વિનાશનું કારણ. આગિયાના વિનાશનું કારણ પણ એનું એ-એનું પોષણ કરતા તેજ છે, માટે તે તેજને તલવાર કલ્પ્યું છે.

**જાળ**—માયા, કપટ. **તું કેમ એ......જાણે નહીં**-પોતાને તાત્કાલિક સુખનું કરનાર હોવાથી આગિયાને એ જ તેજ મારો વિનાશ કરનાર છે એવી કલ્પના થઈ શકતી નથી. તે જ પ્રમાણે સંસારી પ્રેમમાં લબદાયેલા જનોને ક્ષણિક સુખના ભ્રમથી ભવિષ્યના વિનાશની આગાહી થતી નથી. **હું જાણું ને રોઉં, અરે**-કુદરતનું નિત્ય દર્શન કરનાર કવિ આ આગિયાઓને પોતાના તેજને કારણે મરતા અને જીવતા જૂઓ છે એટલે આ તેજની માયા-જાળ એ સમજી શકે છે, પણ પોતાના બંધુરૂપ આગિયાનો નાશ અટકાવવાનું કવિમાં સામર્થ્ય નથી તેથી તે અશ્રુ સારે છે.

**ચળકાટે**–ચળકાટને લીધે. **દ્યુતિ**–તેજ. **સંહારતી**–નાશ કરતી. **ક્રમ કુદરતી**–કુદરતની ઘટના.

**જે પોષતું......ક્રમ કુદરતી**—આગિઆના દૃષ્ટાંત ઉપરથી કવિને અનુમાન બાંધવાનું મન થાય છે કે આ વિશ્વમાં જીવોનું પોષણ કરનાર અને સંહાર કરનાર કારણ એક જ છે. આમ અનુમાન કરવાનો વિચાર કર્યા પછી કવિ સંસાર તરફ દૃષ્ટિ કરે છે અને મનુષ્યોને પણ પ્રેમને કારણે જીવતાં તેમ જ મરતાં જોયેલાં છે તે સંભારે છે. તેથી છેવટે નિશ્ચાત્મક પ્રશ્ન પુછે છે અને કહે છે કે ખરેખર, જીવોને જે પોષે છે તે જ તેમનો સંહાર કરે છે. **એ અમૃતે**–સંસારી પ્રેમરૂપી અમૃતમાં. અમૃતની માફક પ્રેમ મનુષ્યનું જીવન ટકાવે છે અને તે દરમિયાન અમૃત જેવો મીઠો લાગે છે.

**ઝેર**—એનો એ જ પ્રેમ પાછળથી પ્રેમમાં નિષ્ફળ જતાં પ્રેમીજનને ઝેર જેવો વિનાશકર્તા નીવડે છે. માટે પ્રેમના અમૃતમાં અન્તર્ગતપણે ઝેર પણ રહે છે. એવી કલ્પના કરી છે. આ રીતે પ્રેમમાં બે વિરોધી શક્તિઓ રહેલી છે. **વિધિ**–કિસ્મત, વિધાતા. **એ જ**–એ પ્રેમ. **જીવિત**–જીવનનું કારણ. **મૃત્યુ**–મૃત્યુનું કારણ. **અશ્રુ**–અશ્રુનું કારણ, દુઃખનું કારણ. **અમી**–અમૃત જીવનમાં અમૃત જેવી મીઠાશનું કારણ.

**નોંધ**— કવિ કલાપીને પોતાને પ્રેમના અમૃત તથા વિષનો અનુભવ થયો હતો. તે સ્વાનુભવ અહીં ધ્વનિત છે.

## (૧૮) આણું

**પૃ. ૮૯. આણું–(આ+ની)** આણવું તે. **તેડું**–સાસરેથી વહુને તેડવા પ્હીએર કોઈ આવે તે અર્થમાં. સાધારણ રીતે 'આણું' શબ્દ વપરાય છે. પરંતુ અહીંઆં પ્હીએરથી આવતા તેડાના અર્થમાં એ શબ્દનો પ્રયોગ થયો છે. સરખાવો, 'આણું કરવા ગયો, ને વહુ ભૂલી આવ્યો.'

એક નવોઢા લાંબા વખતથી સાસરે રહે છે. વાત જૂના વખતની છે—અથવા ગામડામાં, જ્યાં હજી પ્રાચીનતા જીવંત છે ત્યાંની છે. રેલગાડી, તાર, ટપાલનાં સાધન નથી. મનુષ્યો દ્વારા જુજ સંદેશાની આપ લે થઈ શકે એવી પરિસ્થિતિ છે, નવોઢાના હૃદયનો ભાવ પૂરો સમજવા આ ધ્યાનમાં રાખવું જરૂરનું છે. **આવી–આવી... આવ્યા ઘોડલા**—પોતાના પ્હીએરની દિશામાં નવોઢા રોજ નજર નાખે છે; આજ તેડું આવે, કાલ તેડું આવે એમ ઝંખ્યા કરે છે. ત્યાં એક દિવસ તેડું આવે છે, તેથી હર્ષિત થઇ 'આવી–આવી' એમ દ્વિરુક્તિ કરે છે. અને હમણાં જ દૂરથી વનના વૃક્ષોની ઘટામાંથી ધ્રમ ધ્રમ કરતો આવતો પ્હીએરનો રથ ઓળખે છે. એ રથ જોઇ પુત્રીના અંતરમાં ઉછળતા ભાવોનું હવે કવિ આલેખન કરે છે:

**વેહલ**—વહેલ, રથ. **એકલ આશ**—પ્હીએર જવાની, સગાં સંબંધીઓને મળવાની એક જ ઇચ્છા પુત્રીના હૃદયમાં હાલ તરવરે છે. **આણાં મોકલ્યાં**—તેડું મોકલ્યું. **મેં જાણ્યું... બ્હેનડી**—અત્યાર પહેલાં તેડું આવતાં વાર થએલી તે દરમિયાન એના મનમાં ઉદ્‌ભવેલી ક્ષણિક શંકાઓ આ કડીમાં આવી છે. **શેરડીએ... સાદ જો**—રથ શેરીમાં–ફળિઆમાં આવીને ઉભો રહ્યો. વીરાએ–ભાઇએ–બ્હેનને (અથવા ઘરનાં માણસને) સાદ કર્યો તે સાંભળીને બ્હેનના હૃદયમાં શીતળતા –શાંતિ–વ્યાપી; માટે સાદને શીળો કહ્યો છે. **શીળા... સન્દેશડા**—હવે ભાઇ ઘરમાં આવ્યો. બેસીને માતાપિતાએ મોકલેલા શાંતિકર સંદેશ કહી સંભળાવ્યા. ભાઈના ઉરના—હૃદયના સૂર પણ આ સંદેશને મળતા હતા. ઉરના ઉમળકાપૂર્વક એણે સંદેશો કહ્યો. **માન**—ઘણું ઘણું કરીને, આગ્રહપૂર્વક મારી સાથે મોકલવા કહ્યું છે એમ ભાઇ કહે છે, એ માન–મોંઘાઈ. **મહિયરના... મીઠડા**—હવે જવાનું છે એટલે સાસરેથી પ્હીએર જવાના શીળી છાંય વાળા (તેમ જ, અંતરને શાંત કરનાર) માર્ગ પુત્રીની આગળ ખડો થાય છે.

**શીખ**—જતી વખતે શીખ (આશિષ) માગવી તે ઉપરથી 'વિદાય' 'રજા' એ અર્થમાં આ શબ્દ રૂઢ થયો છે. વિદાય દેતી વખતે વૃદ્ધજનો આશિર્વાદપૂર્વક શિખામણ આપે છે. **ભાંડરવાં**—ભાંડરવાં, ભાણ્ડુઓ. **જોશું**–**જોશું...મનમાં મ્હાલતા**-આ ચાર કડીઓમાં પુત્રી પ્હીએર પ્હોંચતી વેળા જે જે જોશે તથા અનુભવશે તેનું વર્ણન આગાહીરૂપે કર્યું છે. એ સઘળાં દશ્યો પુત્રીના અંતઃચક્ષુ સમીપ ખડાં થાય છે. **વનવાટ... ઝાડવાં**-પ્હીએરની હરકોઈ ચીજ એને અત્યંત વ્હાલી છે. નાનપણમાં જે ઝાડોમાં એ ખેલતી હતી તે તેને કેમ પ્રિય ન હોય? **વ્હાલેરી વનવાટ**–વનનો રસ્તો બ્હીઆમણો હોય; પણ આજ તો વિશેષ વહાલો છે, કારણ જે એ રસ્તે વહાલા મહિયર પહોંચવાનું છે. **જોશું–જોશું**–દૂરથી ગામની સીમમાંથી પિતાનો દરબારગઢ દષ્ટિગોચર થશે. **કાંગરા**–શિખર. કોટના કોરાણ ઉપરનું એક ચણતર કામ. **કાળજડે રમતા**–પિતાના ઘરને ફરતો કોટ છે, તે કોટના કાંગરા ઉપર ચઢી પોતે ન્હાનપણમાં રમતી તે દશ્ય એના સ્મરણપટ પર રોજ રમતું. **રણવાસ**–અંતઃપુર **ત્યજશું...શરીરમાં**–માની પાસે બેસી હૈયાની વાતો ઠાલવતાં હૃદયને શાંતિ થશે અને આખા સંતપ્ત શરીરમાં શીતળતા–શાંતિ–વ્યાપી જશે. **હેલ**–'પાણીની હેલ' કહીએ છીએ, તે પ્રમાણે અહીં 'શાંતિની હેલ.' **વસમી...વાટ જો**–આ સંસારનો માર્ગ વસમો (વિષમ–ખાડા ટેકરાવાળો મુશ્કેલીઓ ભરેલો) છે. દુઃખ તાપથી ધગી રહેલા એ સંસાર–માર્ગમાં શીળી છાંય આપનારૂં એક જ વૃક્ષ છે, તે મહિયર, તેથી મહિયર જવાનો માર્ગ પણ શીળો છે. સંસારના માર્ગ ને મહિયરના માર્ગ વચ્ચે વિરોધ બતલાવી માતૃગૃહમાં મળતી શાંતિની અધિકતા સૂચવી છે. **સજીવન સોગઠી**–સંજીવન મણિ. મરેલાને જીવતા કરવાની જડીબુટ્ટી. **જગતનાં ઝેર**–રોજ દુનિયામાં સાંભળવાં પડતાં કડવાં વચન–વેઠવાં પડતાં દુઃખ. તેમને ઝેરનું રૂપક આપ્યું છે. વિષ પીવાથી મૃત્યુ નીપજે; તે મૃત્યુમાંથી સજીવન કરવાની કળા પુત્રીની માતાના હાથમાં છે. માતાના સ્નેહની અલૌકિક શક્તિ ઝેરનું પણ નિવારણ કરી શકે એવી છે.

## (૧૯) હૈયાના ઘાવ.

યુવાનીમાં દરેક મનુષ્ય કાંઇને કાંઈ સ્વપ્ન સેવે છે. કંઇને કંઈ આદર્શો ઘડે છે. કોઈનો આદર્શ પ્રેમનું રૂપ લે છે, તો કોઈનો આદર્શ ધન, ધર્મ, વિદ્યા, અથવા સાહિત્યસેવા, સમાજસેવા, ઇત્યાદિનું રૂપ લે છે. પરંતુ આસપાસના સંસારનું બળ ઘણી વાર એવું હાનિકર નીવડે છે કે કાંતો એ આદર્શના ચૂરા થઇ જાય છે, કાંતો એમાં કાંઇક ક્ષતિ આવે છે. અને આ પ્રમાણે આદર્શ ભંગ થયાનો ઘા દરેક હૃદયમાં હોય છે. એ ઘા સાથે માણસ જીવનયાત્રા આગળ ચલાવે છે. કવિ એમ કહેવા માગે છે કે આ ઘા ખરી રીતે આત્માને કાયમ બળ આપે છે, અને તે બળ વડે આખી યાત્રા દરમિયાન નભી રહે છે. એટલું જ નહિ પણ એ ઘાથી જે સહનશક્તિ કેળવાય છે, જે સમભાવ કેળવાય છે તે વડે મનુષ્ય પવિત્ર બનતો જાય છે. અને અંતે ઇશ્વરી રસમાં આનંદ માણતો જગકલ્યાણમાં સહાયભૂત થાય છે.

જેવી રીતે ઉપર કહ્યા પ્રમાણેનો મનુષ્યહૃદયમાં ઘા—ચીરો છે તેવી રીતે કુદરતના અંગોમાં પણ ચીરો અન્તઃસ્થ આદર્શ ભંગની નિશાની રૂપે દેખાય છે. જેમકેઃ વાદળમાં વીજળી રૂપી ઘા છે, પર્વતમાં નદી રૂપી ઘા છે. આ રીતે મનુષ્ય અને કુદરતમાં સામ્ય હોવાથી 'હૈયે હૈયે ઘાવ' એ વિશ્વ નિયમ છે એવું એ સૂચન કરે છે.

**જગહૈયાં**—જગતનાં સર્વ મનુષ્યોનાં હૃદયો. **ઘાવ (घात)** ઘા, જખમ. **ઉંડાઘાવ**—હૃદયના મર્મભાગમાં થયેલા ઘા. ઇશ્વરે મનુષ્યને લાગણી આપી, સમભાવ અનુભવવાના સામર્થ્યવાળો બનાવ્યો છે. તેમ જ પોતે કરેલાં નાનાં મોટાં પાપ કર્મ વિષે સારાસાર વિચારી શકવાની એને શક્તિ આપી છે. જ્યાંસુધી મનુષ્યની લાગણી (રસેન્દ્રિઓ) બુઠ્ઠી ન થઇ ગઇ હોય ત્યાંસુધી ખચીત એનો અન્તરાત્મા જાગતો રહે છે, વખતો વખત પોતાનો નાદ સંભળાવે છે. આથી મનુષ્ય બીજાને દુઃખમાં મદદ રૂપ થવા પ્રેરાય છે અથવા જાતે કરેલાં પાપનો પશ્ચાત્તાપ કરે છે. અને એ પશ્ચાતાપના સ્વર્ગથી ઉતરેલા

વિપુલ ઝરણામાં નાહીને શુદ્ધ બને છે. **નીરે ભરાય તળાવ**–વાદળમાંથી વરસાદનાં પાણી પડે તે હૃદયના કોઇ અકથ્ય ભાવથી દુઃખિત વાદળ આંસુ સારતું હોય એવી કવિની કલ્પના છે. **તરતું જીવનનું નાવ**–હૈયાના ઘામાંથી જે લાગણીનો રસ ઝરે છે તે નદીમાં માણસ પોતાના જીવનરૂપી હોડી હંકારે છે, અર્થાત્ મનુષ્યનું જીવન પણ એવાં આંસુનાં કારણોથી ભરપુર છે.

પૃ. ૯૨ **ઉન્નત**–ઉચ્ચ. **અડગ**–દૃઢ, અચળ. **હિમાલય**–હિમાલય પર્વત. **દીસે**–ભાસે, આભાસ થાય. **સાધુ ઉર**–સત્પુરુષોનાં હૃદય. **શાંત**–કોઇ પણ પ્રકારનો હૃદય વિકાર ન અનુભવે, મુખ ઉપર ન જણાય. **ઊંડી ઊંડી...એકાંત**–છતાં જેમ નગાધિરાજમાં ઉંડાં કોતરોમાં પવિત્ર નદીઓ વહે છે ત્યમ દૃઢ દિસતા યોગીરાજોના હૃદયમાં પણ ઊંડે ઊંડે કાંઇનો કાંઇ દુઃખનો કારી ઘા હોય છે. **ચંદ્રે ચંદ્રે... અથાગ**–પરંતુ એ હૈયાના ઘાવથી કોઇ પ્રકારે નાનમ લેવા કારણ નથી, કારણ ચંદ્ર સૂર્યમાં જે કલંક છે તેને લઇને તેનું સૌંદર્ય વધારે દીપે છે, તે જ પ્રમાણે એ હૈયાના ઘાને લીધે જ મનુષ્યના પુણ્યોનો પ્રકાશ વધારે ઝળકે છે. **ચાર આંગળનું...ઘાવ રે**–એ હૈયાના ઘાવના કલ્પેલા પ્રયોજનનો આ કડીમાં કવિ નિર્દેશ કરે છે. બાહ્ય માપથી નાનું ચાર આંગળનું હૈયું, ખરી રીતે અત્યંત વિશાળ છે. બહારથી મોટું જણાતું જગત એના હિસાબે ટૂંકું છે. હૈયામાં જે ઘા હોય છે તેને જ લઇને મનુષ્ય ભાતભાતના ભાવ ધરાવી શકે છે, નહિ તો માણસ બીલકુલ બુઠ્ઠી લાગણી વાળો હોત અને આ વિશાળ જગત વિષેના પોતાના અસંખ્ય ભાવ હૃદયમાં સમાવી શકત નહિ. **ગંગા યમુના......વાગ્યાં તીર રે**–પવિત્ર નદીઓ અને વિશાળ મહાસાગરનાં પાણી ચિરસ્થાયી છે એવું આપણે માનીએ છીએ. આકાશનું તેજ–સૂર્ય, ચંદ્ર, તારા વગેરેનું તેજ પણ તેવી રીતે સનાતન છે. કદાચ માનો કે એ સૌ નાશ પામે, કદાચ માનો કે વિશ્વ પ્રલય થાય પણ હૈયાના ઘાવ કદી રૂઝાવાના નથી. આખા વિશ્વના પ્રલય

પછી પણ જેમ આત્મા ટકી રહે છે તેમ આ ઘા પણ ટકી રહે છે. આ હૈયાનો ઘા એ આત્માનું અવિનાશી લક્ષણ છે. આ હૈયાના ઘા કેટલા બધા ચિરંજીવ છે એ સૂચવવાનો કવિનો હેતુ છે.

**પૃ. ૯૩ દહાડે દહાડે...વાત**—રોજ રોજ અમૃતમય અજવાળાનો ઉદય થાય છે; પણ પછી અંધારી રાત્રિનો પડદો એ અજવાળા પર પડે છે. તે મુજબ હૈયાના મર્મભાગમાં પડેલા અવર્ણનીય ઘાની કથા કહેવા મનુષ્ય પ્રયત્ન કરે છે; ત્યાં તો પાછો પડદો પડી જાય છે. મતલબ કે હૈયાનો ઘા અકથ્ય છે. એટલે એ હૈયાના ઘાની અપૂર્વ વાત કોણ બોલે? અર્થાત કોઈ કહેતું નથી. **થાક્યા... દેહ**—સર્વ મનુષ્યોનાં મન કંટાળી ગયાં છે. અને શરીર શિથિલ થઈ ગયાં છે. સર્વના હૃદયમાં હૈયાનો ઘા છે, તેનાં એ બે બાહ્ય ચિહ્નો છે. એનું ખરૂં કારણ એ છે કે જગતજનોના હૃદયોમાં સેવાતા આવેલા આદર્શો ભંગ થયા છે. તે કોઈ સમજી શકતું નથી. **શૂન્ય**—સ્નેહરસ શૂન્ય, નીરસ. **પુણ્યરૂપ**—પુણ્ય—પવિત્ર છે રૂપ જેનું તે; પવિત્ર. **સ્વર્ગગંગા**—પૃથ્વી, ઉપરની ગંગાનું જળ મનુષ્યને વિશુદ્ધ બનાવી શકે છે; તો અહીં તો સ્વર્ગગંગાનાં જળ પડે છે એટલે પૂછવું શું? **પ્રતિમા**—પ્રતિબિમ્બ. નિર્મળ જળમાં જ પ્રતિબિમ્બ પડી શકે. એટલે અહીં સ્વર્ગગંગાએ ધોએલા ઘાની નિર્મળતા સૂચવી છે. **હસે**—ઇશ્વર હૈયાના ઘા જોઇ રોષ નથી પામતો. **બનતા...દેવ**—પવિત્ર બને છે.

ચોથાથી આઠમા શ્લોકમાં હૈયાના ઘાનું સ્વરૂપ દર્શાવ્યું છે. (૧) હૈયાના ઘામાં હૃદયના અસંખ્ય ભાવો ખમવાની—પચાવવાની શક્તિ છે. (૨) એ ઘા ચિરંજીવ હોય છે. (૩) તે અકથ્ય હોય છે. (૪) એ ઘા 'ભાંગ્યા હૈયાના સ્નેહ' કોઇ કળી શકતું નથી. (૫) એમાં મનુષ્યને પવિત્ર બનાવવાની શક્તિ છે.

**પાપના...ઘાવ**—ઉપર પ્રમાણેનું એ હૈયાના ઘાનું સ્વરૂપ હોવાથી કવિ પ્રભુને પ્રાર્થના કરે છે, "હરેક હૈયામાં ઘા ભલે પડેલા રહો. હે પ્રભુ! એ વડે તું આ પૃથ્વીનું પાપ ધોઈ નાખી પૃથ્વી

ઉપર પવિત્રતાની રેલ રેલાવી મૂક. મનુષ્યો પવિત્ર કાર્યોના રસમાં મગ્ન રહે, અને અરસપરસ સહકાર સાધે એ જ મારી ઇચ્છા છે. એ ઇચ્છા સિદ્ધ કરવાનું સામર્થ્ય હૈયાના ઘાવમાં છે.

## (૨૦) મ્હારે જાવું પેલે પાર.

યમુના નદીને કિનારે હોડીમાં બેસી પેલે કાંઠે જવા તત્પર થએલી ગોપી આ ગીત ગાય છે. બંસીધર કૃષ્ણ સામે કિનારે છે તેને મળવા એને જવું છે. જ્યાં કૃષ્ણપ્રભુ વિહાર કરે છે તે ગોપીની આદર્શ સૃષ્ટિ છે. હાલ એ જ્યાં ઉભી છે તે આ જગતની ચંચલ સૃષ્ટિ છે. બે સૃષ્ટિ વચ્ચેનો ભેદ જૂદાં જૂદાં રૂપકો વડે સ્પષ્ટ કર્યો છે.

| હાલની સૃષ્ટિ | આદર્શ સૃષ્ટિ |
|---|---|
| (૧) દેહ | આતમરામ |
| (૨) ધરતીની ભેખડ (પૃથ્વી) | ચેતન ભોમ (સ્વર્ગ) |
| (૩) આશાની કુંજો | પ્રેમ મન્દિર. |

(૧) ગોપીના દેહ અને એ દેહના આત્મા રૂપ પરમાત્મા કૃષ્ણની વચ્ચે યમુના નદી વહે છે. (૨) પૃથ્વી અને સ્વર્ગની વચ્ચે આકાશની ખાલી જગારૂપી સાગર છે, જેમાં સૂર્ય અને ચંદ્ર જેવા દ્વીપો છે. અર્થાત્ પૃથ્વી તથા સ્વર્ગ એ બે વચ્ચે ઘણું અગાધ અંતર છે. (૩) મ્હારી આશાઓ અહીંઆં છે; પણ આશાઓ જેને માટે બાંધું છું તે તો ત્યાં પેલે પાર બેઠો છે. અહીં આ વાડીમાં મારી આશાઓ રૂપી ફુલ ઉગ્યાં છે. પણ તે ફુલ લઇને પેલે પાર પ્રેમ મંદિરમાં બેઠેલા મારા પ્રિયતમ પ્રભુને ચઢાવવાનાં છે. માટે મારે ત્યાં જવું જોઇએ.

**પેલે પાર**—સામે કિનારે, જ્યાં કૃષ્ણ છે ત્યાં મારી (આત્માની) આદર્શ સૃષ્ટિમાં, જ્યાં પ્રભુ સાથે નિત્ય રાસલીલા રમાય છે ત્યાં. **માછીડા**–મન એ હોડી હાંકનાર નાવિક છે. **आत्मानं रथिनं विद्धि शरीरं रथमेवतु।** (**कठोपनिषद्**) **હોડી**–શરીરરૂપી હોડી. મનસા ઇશ્વરના સાન્નિધ્યમાં ભકતે જવાની વાત છે. ભક્તને ત્યાં જવાનાં કારણ હવે આપ્યાં છે. કયી કયી રીતે ઇશ્વરનું સાન્નિધ્ય ત્યાં

છે એ આદર્શ સૃષ્ટિ આ જગતની ચંચલ સૃષ્ટિથી અધિક છે તે કહે છે. **ભેખડ**–આ શબ્દથી ધરતી નિશ્ચેતન છે એમ સૂચવ્યું છે. **હલકી હેલે...સમીર**–આ પંક્તિઓમાં એવું સૂચન લાગે છે કે જગતનાં જનોનાં આયુષ્ય ટૂંકાં છે અને દુ:ખની લહરીઓમાં ઝોલાં ખાય છે, પણ કૃષ્ણના સાનિધ્યમાં સૌ અમર અને સુખી છે. સરખાવો,

સંસારને ઉન્હે વાયરે થાય ઘરઘરના દીપ ગુલ
જીવન અહીંનાં એવાં વ્હેંતિયાં, મારે મુલક અમરોનાં કુળ
( ભવાટવિ )

## (૨૧) કાળની ખંજરી.

આજ આ દુનિયામાં શાંતિ નથી. કોમ અને કોમ વચ્ચે વિખવાદ, દેશ અને દેશ વચ્ચે સ્પર્ધા, ગરીબ અને તવંગર વચ્ચે તથા સ્ત્રી અને પુરૂષ વચ્ચે સત્તાની તાણાતાણ–એ જ દૃષ્યો સર્વત્ર જોવામાં આવે છે. ચારે પાસ કોલાહલ મચી રહ્યો છે. આ અશાંતિ–આ કોલાહલ શેનો છે? સમસ્ત સંસાર સંક્ષુબ્ધ છે;–શાથી?

સંસાર કાળબળને વશ છે. આજે કાળના નવા ઝપાટામાંથી દુનિયા પસાર થઈ રહી છે. જે કોલાહલ મચી રહ્યો છે તે કાળ-પુરુષની ખંજરીનો ઝણકાર છે. એને ખાલી ઘોંઘાટ ન સમજશો. નવાયુગની–નવા પ્રભાતની એ નિશાની છે. એ ઝણકાર ધીરજથી ખમ્યે જ છૂટકો છે.

અસાધારણ ધીરજની જરૂર છે. ચાલુ અશાંતિમાં જેવી રીતે કામ પાડીશું તે પ્રમાણે ભવિષ્ય ઘડાશે. યુગના બોલ, વિધિબોલ–આવતા આખા યુગનું ભાવિ આ સંક્રાન્તિ કાળમાં કેવી ધીરજથી, કેવા કૌશલથી આપણે કામ કરીએ છીએ તે ઉપર છે.

આ કોલાહલનું સ્વરૂપ ભયંકર છે. પણ બ્હીવા કારણ નથી. કાળપુરૂષ શા વિધિ બોલ બોલે છે તે સાંભળવા સઘળાં સંહારક દેવ દેવી એકત્ર થયાં છે–પણ તે અંતે નવું ભાવિ ઘડવાને.

**પૃ. ૯૭** ઉપર જણાવેલા વિચાર કવિત્વપૂર્ણ શબ્દચિત્રોમાં આ કાવ્યમાં ઉતાર્યા છે.

**કાળ**—વિશ્વનો સંહાર કરનાર પરમ સત્વ. પરમેશ્વરનું સંહારક સ્વરૂપ. પુરુષ સ્વરૂપે–મહાકાલ મહાદેવ; સ્ત્રી સ્વરૂપે–મહાકાલી. **સરખાવો कालोऽस्मि लोकक्षयकृत् प्रवृद्धः** (ગીતા ૧૧. ૩૨).

**ખંજરી**—ઘુઘરીઓવાળી નગારી–ડફ. **કલ્પને અંતે**–એક હજાર યુગને છેડે વિશ્વનો પ્રલય થાય છે એવી માન્યતા છે. આ પ્રલય પ્રસંગે મહારુદ્ર પોતાનું તાણ્ડવ નામનું નૃત્ય કરે છે. આ નૃત્ય વેળા એના હાથમાં ખંજરી હોય છે તે એ વગાડે છે.

**ભવરણ**—સંસારરૂપી રણક્ષેત્ર. **રમનાર**–રણક્ષેત્રમાં રમનાર, યોદ્ધા–મનુષ્યો.

**બાર**—દ્વાર. અંધકારમાં દિશાઓના ભેદ સમજાતા નથી. અજવાળું થતાં એ દિશાઓ દેખાય છે. કવિ કલ્પે છે કે નવા યુગને દાખલ થવાને દિશાઓ રૂપી દરવાજા ઉઘડે છે. **વીર**–કાળ પુરૂષ. **ધનુટંકાર**–ધનુષનો ટંકાર. **શીંગી**–રણશીંગું. **શંખ પૂર્યા**–શંખ ફૂંકાયા. **દુંદુભિ...ઢોલ**–ઢોલ નોબત ગગડે છે. આ સર્વે વાજિંત્રો-માંથી નીકળતા સૂર ભાવિ યુગની આગાહી કરે છે. **અવની...બોલ**–એ અવાજ સમસ્ત વિશ્વમાં ગાજી રહ્યો છે. **ભૂત–ભાવિના ભણકાર**–એક જ વખતે બંને કાળના ભણકાર સમજાય છે. કારણ કે ભૂતના પાયા ઉપર જ ભવિષ્યનું મંડાણ થાય છે. **રૂદ્ર, જોગણી, યમ**–પરમ સંહારક સત્ત્વની એ જૂદી જૂદી વિભૂતિઓ છે. **ભાગ્યબોલ**–ભવિષ્ય વાણી. **સ્વયમેવ**–પોતાની મેળે.

## (૨૨) મહુલી

આ સંસાર–જીવન, સમગ્ર જીવન, એક કાલ્પનિક નદી છે. એમાં એક કાંઠે સંસારના વિલાસમાં રચ્યા પચ્યા એવા લોક રહે છે, બીજે કાંઠે એક બીજાનાં સુખદુ:ખમાં ભાગ લઇ સંસારની સફર

સાથમાં ફરવાવાળા લોક રહે છે. *આ બીજા વર્ગના લોકમાંના એક સંત પોતાના સંતબંધુઓ સાથે તે કેવું જીવન વ્યતીત કરે છે તે વર્ણવે છેઃ–સુખ દુઃખના સહભાગી આશ્રમવાસીઓ સાત્વિક રસના ભોગી છે, અને બીજાઓને એ રસ પીવરાવવા ઇચ્છા રાખે છે.

**વૃક્ષો લ્હાણું**—એમનું જીવન સાદું પણ રસિક છે, કુદરતનો રસ તેઓ માણે છે. **મનની...આવજો**—જેવો કુદરતનો રસ તેઓ માણે છે તેવો બુદ્ધિ તથા હૃદયના વ્યાપારથી મળતો રસ પણ તેઓ પીએ છે. **વિલસે**–વિલાસમાં રહે. **જીવન સરિતા**–મનુષ્યોથી ભિન્નપણે જીવન–સંસાર સમસ્ત વહ્યે જાય છે એવી કલ્પના છે, ઇશ્વરે સંસારમાં જે રસસામગ્રી પૂરી છે તે સામગ્રી નદી રૂપે વહે છે, એ રસ સામગ્રીનો સ્વાર્થી, વિલાસી લોક એક જાતનો ઉપયોગ કરે છે, કવિ અને કવિના સંતજનો બીજી તરેહનો ઉપયોગ કરે છે.

**સુખ દુઃખની કંથાધારી**–ભગવાં પહેરે તેજ સંત એવું નથી. ઇશ્વર જે સુખ દુઃખ નાખે તે ખરા સંત તો કંથાની માફક ઓઢી લે છે, મતલબ કે એ સૌ સુખદુઃખ ખમી લઇ અરસ્પરસ સાહાય્ય કરી જીવન ગુજારે છે, એ સુખદુઃખ સંતો અંતરને વિષે ધારતા નથી પણ બહાર વસ્ત્ર માફક રાખે છે, એમનું અંતર તો હંમેશ સ્વસ્થજ હોય છેઃ–**સ્હેવા સ્હાવાની**—દુઃખ ખમવાની અને દુઃખ ખમવા લાગવાની. સરખાવો,

હસનારાંની સાથે હસવાનું ઘટે,
રડનારાંની સાથે રડવું તેમ જો;
એક બીજાનાં આંસુંડાંઓ લૂછતાં,
ઊંચે ચડશો સ્ત્રી પુરષો સૌ એમ જો.

—**કાન્ત.**

* નદી, કાંઠા, એ સૌ કાલ્પનિક છે, વસ્તુતઃ મનુષ્યો બે ભાગમાં વહેંચાય છે–સંસારમાં લુબ્ધ, સ્વાર્થી, સંસારમાં રહી લોક કલ્યાણ માટે સહકાર સાધનાર કવિ બીજો માર્ગ પસંદ કરે છે.

**નોંધ**—આ કાવ્યમાં કવિએ પોતાનો, જીવનનો આદર્શ રજુ કર્યો છે, એ આદર્શ જીવનનું ચિત્ર ખડું કરવાનો યત્ન કર્યો છે, મધુર કલરવ કરતી નદી વહેતી હોય; તેના કાંઠા ઉપર ફળઝાડ, ફુલઝાડ, વેલાઓ વગેરેની વચમાં અનેક મઢૂલીઓ બાંધી હોય, અને જીવન ટકાવવાને ઝાઝો કલેશ કર્યા વિના પ્રભુભજનમાં સૌ આશ્રમવાસીઓ સમય ગાળતા હોય, વળી સાથે કુદરત, બુદ્ધિ, હૃદય આદિના રસરંગ રેલવતા હોય—આવી કવિની આદર્શ જીવનની કલ્પના છે.

## (૨૩) ભવાટવિ

કવિ લલિત આ જીવનમાં પૃથ્વી ઉપર આદર્શ સૃષ્ટિ ઉભી કરવાની ઉમેદ રાખે છે. પ્રસ્તુત કાવ્યના કવિની આદર્શ સૃષ્ટિ આ પૃથ્વીની બહાર છે, પહેલાં કવિ, એ સૃષ્ટિમાં હતા પણ હાલ આ પૃથ્વી ઉપર પંથ ભૂલીને દિનરાત ભમ્યા કરે છે, એનો રસ્તો શોધે છે. એ મૂળધામ નિરંતર નિષ્કલંક, તેજોમય હતું, એમાં શીતલ સુખદાયક લહરીઓ આવતી, ત્યાંના પ્રાણીઓ અમર હતાં અને તેમનો સ્નેહ સનાતન હતો, એ સૃષ્ટિથી આ પૃથ્વી પરની સૃષ્ટિ કેવી ઉલટી છે તે આ કાવ્યમાં બતાવ્યું છે,

**ભવાટવિ**—ભવ એ જ અટવિ સંસારરૂપી અરણ્ય, 'જીવનવન' **પંથ**-મૂળ ધામનો માર્ગ. **સન્ત**-સદ્‌ગુરૂ. **જહીં**-જે મૂળ ભૂમિમાં. **ઉગે સૂરજ...વ્યોમ**-આ પૃથ્વી ઉપર તો સૂર્ય ઉગે છે અને વળી આથમે છે. એનું તેજ નિરંતર રહેતું નથી. મારા મૂળ ધામમાં એટલે ઇશ્વરની સમીપ, પૂર્ણ જ્યોત પ્રકાશે છે. એના જ તેજ આકાશ ભેદીને નીચે ઢળે છે. **ઊને વાયરે**-સંસારના દુઃખરૂપી તાપથી. **થાય ઘરઘરના દીપ ગૂલ**-કુટુંબના દીવારૂપ યુવાન પુત્રો ઘેર ઘેર મરણ પામે છે. **વહેંતિયાં**-ટૂંકાં. **મારે મુલક અમરોનાં કુલ**-ઇશ્વરના ધામના સર્વવાસીઓ અમર છે. **ઉષાને...કાંઠે વિલાય**-સવારમાં જન્મી સાંજ પડતાં નાશ પામે, ક્ષણજીવી. **સ્નેહને સોણલે**-ક્ષણજીવી હોવાથી આ દુનિયાના સ્નેહને સ્વપ્નનું રૂપક આપ્યું છે.

**ઝોલાં ખાય**–સ્થિર ગતિએ ન જતાં ડામાડોળ થાય. **ઉષાને અધરે... ઝોલાં ખાય**–પ્રેમ જીવનનો આધાર છે. કવિના મૂળ ધામમાં સૌ લોક અમર છે, કારણ કે તેમનો સ્નેહ સનાતન છે. પણ આ પૃથ્વી ઉપર જે સ્નેહને આશરે કવિનું જીવન નભે છે તે સ્વપ્ન જેવો ક્ષણજીવી છે. એવા સ્નેહને આધારે ગતિ કરતું કવિના જીવનનું નાવ સ્થિર ગતિએ ચાલતું નથી. એ ડામાડોળ થયા કરે છે અને કઇ પળે ડુલશે એ કવિ કળી શકે એમ નથી. માટે જેમ બને તેમ જલ્દી મૂળ ધામને રસ્તે પડવાની કવિ ઝંખના કરે છે. સ્નેહનું સ્વરૂપ કવિએ આ પ્રમાણે સમજાવ્યું છેઃ આસપાસ જ્યારે ઉષાનું–ઉગતા દિવસનું દર્શન થાય છે ત્યારે સ્નેહની આશાઓ બંધાય છે, પણ દિવસ ઉતરવા માંડે છે અને સંધ્યા આવે છે તેમ તે આશાઓ નષ્ટ થઇ જાય છે. આ રીતે ક્ષણજીવી સ્નેહને આધારે જીવન ટકી શકે એવું નથી. **પાવક પ્રજળે**–અગ્નિ બળે છે. **પગલે...પ્રજળે**–જ્યાં જ્યાં પગલાં માંડું ત્યાં ત્યાં ધકધકતા અંગારા પગને અડે છે, બાળે છે. **આંખે ઠર્યો અંધકાર**–મારી આંખે અંધારાં આવે છે. **પીઠ પડી**–બરડા ઉપર ચાંદુ પડયું. **વહી ભવરણુ ફેરો ભાર**–સંસાર રૂપી અરણ્યમાં એના દુઃખનો ભાર ઉંચકીને ફરતાં.

**નોંધઃ**—ધ્રુવપદમાં કવિએ સૂચક કલામય ફેરફાર કર્યો છે. "એ વાટ," "દિ[illegible] વાટ" અને "સુર વાટ" બને છે.

## (૨૪) સ્વતંત્રતા

**પૃ. ૧૦૨. મૂર્તિમંત**—જીવંત, હૃદયદેવી રૂપે. **કીર્તીમોત**–કીર્તિ આપનારૂં મોત. (Glorious death). **વીરપૂત**–સ્વદેશભૂમિના બહાદુર પુત્રો. **સ્મરું સદા**–તે વીર પુત્રોનું હંમેશાં સ્મરણ કરૂં. **રહેલ કર્જ કરૂં અદા**–એ વીર પુત્રોએ અધુરૂં મુકેલું ભૂમિ માતાનું ઋણ. ભૂતકાળના વીર પુરુષો સ્વતંત્રતા સિદ્ધ કરવાનું કામ અધુરૂં મુકીને ગયા ત્યાંથી હું ઉપાડી લઉં અને દેશને સ્વતંત્રતા અપાવું. **એજ સ્ફુર્તિપંથ**–અધુરૂં રહેલું માતૃઋણ પુરૂં કરવાનો સ્ફુર્તિ–ચૈતન્ય

ભરેલો માર્ગ. **આત્મ-જ્યોત**—આત્માનું તેજ, આત્માનું બળ, એ તેજ વડે ભવિષ્યના માર્ગનું દર્શન કરવાનું અને એ બળ વડે આગળ રસ્તો કાપવાનું. **જ્વલંત**—જળહળતું, પ્રકાશીત. **ફત્તેહતાજ**—ફત્તેહરૂપી રાજ-મુકુટ. ( Crown of victory ) **મુલ્કભક્ત**—દેશભક્ત. **જંગમસ્ત**—યુદ્ધમાં મસ્ત. **જગાવ આત્મ-જ્યોત.........ધર્મચુસ્ત**—અન્વય આમ થશે. હે સ્વતંત્રતા ! મારો આત્મજ્યોતિ જગાવ ને એ 'જ્યોતિ' સદા જ્વલંત રાખ. મને ફત્તેહતાજ મળો વા હું ધર્મચૂસ્ત, જંગ-મસ્ત, વીરમર્દ, મુલ્કભક્ત થઇ જ મરૂં. **દેશદર્દ**—દેશદાઝ, **અંગ-ખાક......તને સ્મરંત**—તારૂં સ્મરણ કરતાં કરતાં મારૂં શરીર ધૂળમાં રોળાવ ( એમ થવાથી ) મારા શરીરની માટી પવિત્ર બનશે. **ખાક**—ધૂળ. **મીટ્ટીપાક**—પવિત્ર માટી. **ભક્તિનૂર**—ભક્તિતેજ. **રુદ્ર નૃત્યનું ઝનૂન**—તાંડવ નૃત્ય કરતા મહારુદ્રનો આવેશ. **ધગંત દાઝ મસ્ત**—ધગતી દેશદાઝની મસ્તી. **ખૂન ખૂન**—લોહીના ટીપે ટીપે. **વહી રહો**—વહો. પ્રેમ, નૂર, ઝનૂન, દાઝમસ્ત સત્ય સાથે વહ્યાં કરો. **મૃત્યુઅંક**—મૃત્યુને ખોળે. મૃત્યુને ખોળે સુવું એટલે મરણને ભેટવું.

## વિવરણ.

હે સ્વતંત્રતા ! મારા હૃદયની મૂર્તિ બની તું ત્યાં ( હૃદયમાં ) હંમેશ જીવંત રહેજે. દેશને માટે કીર્તિવંતુ મોત માગી લઇને પોતાની ફરજ અદા કરતા કરતા દેશના અનેક વીરપુત્રો વિદેહ થયા છે. તેમનું હંમેશ સ્મરણ કરીને તેમણે અધૂરૂં મૂકેલું માતૃઋણ પુરૂં કરવાનો ચેતનવંતો રસ્તો મને બતાવ. મારા આત્માનો પ્રકાશ પ્રગટાવી હંમેશ એને ઝળહળતો રાખજે. ઋણ બજાવતાં મને ફત્તેહ મળે તો ઠીક અને ન મળે તો મારા ધર્મ અને દેશની ખાતર શૂર હિંમતબાજ બની રણક્ષેત્રમાં લડતાં લડતાં મરણ પામું એ જ મારી ઇચ્છા છે. મારા અંતરમાં હંમેશાં દેશદાઝ હજો, અને સ્વતંત્રતાનું સ્મરણ કરતાં કરતાં મારો દેહ પડજો. એમ મારો દેહ અપવિત્ર નહિ થાય, એની માટી પાક બનશે. મારી રગે રગે, અરે ! લોહીને ટીપે ટીપે સત્યની

સંગાથે દેશબંધુઓ માટે પ્રેમ, ભક્તિનું તેજ, શિવના તાંડવ નૃત્યનું ઝનૂન અને કર્મ તથા ધર્મ આચરવામાં શૂરવીર યોદ્ધાના હૃદયમાં ધગી રહેલી દેશદાઝ વણ્યાં કરો. ઉમંગથી મૃત્યુને ભેટવાનું જ મારે યોગ્ય છે. મારા દિલમાં એક સ્વતંત્રતાની જ ધૂન જામો. એ સ્વતંત્રતાની ખાતર મૃત્યુ પામી હું સનાતન આનંદરસમાં લય થઇ જઇશ.

**નોંધઃ**—સ્વદેશના વીરપુત્રોને માર્ગે પળી કીર્તિવંતુ મોત મેળવવાની તમન્ના કવિહૃદયમાં જાગેલી તે આ કાવ્યમાં અસરકારક રીતે ઉતરેલી છે.

## (૨૫) અમર ઇતિહાસે

ચંદ્રવદન મહેતાએ પોતાના અંતરની ઉત્કટ ઇચ્છા કવિતામાં મૂકી છે. પ્રસ્તુત કાવ્યમાં યુવાનોએ શું કરવું જોઇએ, શી ઉત્કટ ઇચ્છા રાખવી જોઇએ અને એ કેવી રીતે સિદ્ધ કરવી જોઇએ તે કવિએ કહ્યું છે. રાષ્ટ્રની રચના કરતાં કરતાં એ રાષ્ટ્રના પાયામાં પડીને–મરીને ઇતિહાસમાં નામ અમર કરવું એવી ઇચ્છા કવિ યુવક-હૃદયમાં પ્રગટાવવા ઇચ્છે છે. ચંદ્રવદન મહેતાને ઇતિહાસમાં નામ અમર કરવાની પરવા નથી. "અધૂરા યત્નોનું જતન" કરતાં કરતાં મરી જવું એ એ કર્તવ્ય સમજે છે. એમને શ્રદ્ધા છે કે એથી દેહ પાક થશે અને મૃત્યુ મળશે તે તો અનંત મીઠાશનું આપનારૂં છે.

**પૃ. ૧૦૩—ઝંઝાવાત**–વરસાદ સાથે વંટોળ.

**ભમો ઝંઝાવાતો**–વરસાદ વંટોળમાં રખડો. **વજ્રાઘાતો**–વજ્ર–ઇન્દ્રનું હથિયાર તેના ફટકા જેવા ફટકા. એક પળ પણ હૈયામાં હિંમત હારશો નહિ. **પૌરુષ**–વીરત્વ. **નખશિખ**–સંપૂર્ણ રીતે. **પરહરો**–છોડો.

**પૃ. ૧૦૪. યુવાનો...સજશે...ભજશે...સરજશે**–યુવાનો સજવા...ભજવા...સરજવા નિરમાયા છે. યુવાનો પોતાના સત્કાર્યોથી પ્રજાના સ્વતંત્ર રાષ્ટ્રના આદર્શનો ઉદ્ધાર કરી, દેશની પ્રગતિ કરવા સજ્જ થશે. પૃથ્વી ઉપર જૂદી જૂદી દિશાઓમાં વિચરતાં દેશના

પુનરજીવનના પવિત્ર કાર્યોના જ વિચારો કરશે. અને કલ્યાણકર નવી સૃષ્ટિ રચશે. **સજશે**–તૈયાર કરશે. **વિશદ**–ચોક્ખું, પવિત્ર. **પુનરુત્થાન**–પુનરૂઉદ્ધાર, પુનરૂજીવન. **શિવસ્વરૂપ**–કલ્યાણકર. **ઉગેલાં સ્વપ્નોનું**–હૃદયમાં સેવેલી આશાનું. **જતન કરવા**–રક્ષણ કરવા. **ગરવું**–ગૌરવવંતુ, મોટું, પ્રતાપી. **ઓજસ**–તેજ, બળ. **વહો**–ધારો. **પ્રભુ–આદેશ**–ઇશ્વરનો પેગામ. **ઉચરો**–બોલીને ફેલાવો. **ઉગેલાં સ્વપ્નો...ઉચરો**–યુવાનોએ દેશના ઉદ્ધાર માટે સેવેલાં સ્વપ્નોને સિદ્ધ કરવા, પ્રયત્ન કરવા જોઇએ. જે પ્રયત્નોનું ફળ આવ્યું નથી તે પ્રયત્નોનું ફળ આણવા એમણે સતત જાગ્રત રહી મહેનત કરવી જોઇએ. તેમ જ દિનપર દિન નવા નવા સંસ્કારો પોતાના જીવનમાં ઉતારવા જોઇએ અને એ સંસ્કારો વડે હંમેશાં ગૌરવશાળી અને ઓજસ્વી બનવું જોઇએ. આવી રીતે જૂના કાળથી ચાલતા આવેલા પ્રયત્નો આગળ ધપાવીને અને પોતામાં નવું બળ રેડીને એમણે ઇશ્વરી પેગામ સર્વત્ર પહોંચાડવો જોઇએ.

**મહા હેતુ**–ઉપરની બે કડીમાં બતાવેલો. **સાટે**–સારૂં. **અંત મથવું**–અંત સુધી યત્ન કરવો. **ગ્રહીને સંજોગો**–સંજોગોને વશ કરીને, સંજોગો ઉપર પ્રભુત્વ મેળવીને. **અખૂટ ઊલટે**–અપાર હોંશથી. **લક્ષ્ય**–ધ્યેય, હેતુ. **રળવું**–પ્રાપ્ત કરવું, મેળવવું. **ઊંડા આંતર્નાદે**–આત્માના ઉંડાણમાંથી આવતી પ્રેરણાસહ. **ઊંચા આશાવાદે**–હંમેશ મહા આશાવાદી બનીને. સ્વપ્ને પણ નિરાશા સેવ્યા વગર. **રાષ્ટ્ર રચવું**–દેશનું ઐક્ય સ્થાપવું અને દેશમાં રાષ્ટ્રીય ચેતન ફેલાવવું. **પુરાતા પાયાના...ભળી જવું**–દેશમાં ઐકય સ્થાપી રાષ્ટ્રીય ચેતન ફેલાવવા માટે કેટલાંક વર્ષથી મહાન પ્રયત્નો ચાલે છે. એ પ્રયત્નો રાષ્ટ્રના ઉજ્જવળ ભવિષ્ય રૂપી મંદિરના પાયા છે. તે પ્રયત્નો ઉપર જ દેશનું ભવિષ્ય આધાર રાખે છે; એટલે આ પ્રયત્નોમાં દરેક યુવકે પ્રાણાન્ત સુધી ફાળો આપવો જોઇએ, એ પ્રયત્નો ફળીભૂત કરવામાં જ દરેક યુવકને મૃત્યુને ખોળે સુવું ઘટે છે અને એ પ્રમાણે મળતા મૃત્યુથી

માણસનો દેહ કદાચ નાશ પામે પણ જે અમર ભવિષ્ય ઘડવામાં એણે આત્મભોગ આપ્યો છે તે ભવિષ્ય જ્યાંસુધી ટકશે ત્યાંસુધી તે પોતે પણ જીવતો જ છે.

## (૨૧) પ્રાણથી પ્યારો દેશ.

**ધારણહાર**–ધારણ કરનાર, પોષક. **જનમવારૂં લાખ**–એક લાખ જન્મનું બલિદાન આપું. તારી સેવા કરવાને માટે લાખ જન્મ લઉં. **એક...કેશ**–તને સહેજ પણ દુઃખ થાય તો. (તેને નિવારવાને) **શોઇ શોઇ...મ્લાન**–આ પંક્તિઓમાં દુઃખી માતાનું શબ્દચિત્ર છે. **મ્લાન**–ફિક્કું. **તેત્રીસ કોટિ...પ્રાણ**–હૈયામાં દુઃખ પામતી માતાને હિમ્મત આપે છે કે હે માતા! અમે તારાં તેત્રીસ કરોડ બાળકો છીએ, અને સર્વે તારા હિતને માટે દેહત્યાગ કરવા તત્પર છીએ. **ઓછું લઇએ**–મનમાં ઓછું લાવીએ, શોક કરીએ. **લાજ**–શરમ, નીચા જોવું. **કલેશ**–દુઃખ, ખેદ. **શાનું......પ્યારો દેશ**–આ પંક્તિઓ કાવ્યના દરેક ભાગની છેડે ફરી ફરીને આવે છે. આ પ્રમાણે વળી વળીને આવતી આ પંક્તિઓમાં કાવ્યનું હાર્દ સમાયેલું છે.

**પૃ. ૧૦૭**—પ્રસ્તુત કાવ્યના ખંડ ૨–૩ અને ૪માં હિંદમાતાના ગરવા ઇતિહાસનું સગર્વ આલેખન કર્યું છે. બુદ્ધ, અશોક, રામ, કૃષ્ણ, વ્યાસ, તુલસી, પ્રતાપ, શિવાજી એટલા વીર પુરૂષોનું અહીં સ્મરણ કરાવ્યું છે. બુધ્ધે જીવદયાનો ધર્મ અડધી દુનિયામાં ફેલાવ્યો. અશોકે ભારતની રાજકીય સીમા અત્યંત વિસ્તારી. રામે લંકાપતિ રાવણને સહેલથી હરાવ્યો, કૃષ્ણે લોકને પોતાની બંસરીના સૂરથી મુગ્ધ કરી ભક્તિરસ રેલાવ્યો. વ્યાસ ભગવાને પ્રસ્થાનત્રયી લખી. તુલસી ભક્તે હરિનાં ગુણગાન કર્યાં. પ્રતાપ અને શિવાજી આર્યધર્મના પ્રતિપાલક થયા. વળી દેશ પરદેશમાં પહેલાં હિંદીઓ ભારે વેપાર ખેડતા અને તેમનાં વહાણ સર્વ સાગરોમાં ફરતા. આવા ગૌરવવાળી માને ધૂળનાં બેસણાં હોય, એનું મુખડું મ્લાન હોય એ બને કેમ? **મુક્તિનાં દ્વાર**–નવો ધર્મ પ્રવર્તાવીને મોક્ષ સર્વસુલભ

કર્યો. **જસસુગંધ**–જસ એ જ સુગંધ, કીર્તિ એ જ સુગંધ. **છાઇ ગયો**–પાથરી ગયો, ફેલાવી ગયો.

**પૃ. ૧૦૮ સમાણા**–જેવા. **લીલામાં**–રમતમાં, સહેલાઇથી. **વહેવાર**–વહેપાર. **દામણાં**–દયામણાં, દીન. **આવાં**–પહેલા ખંડના પૂર્વાર્ધમાં વર્ણવ્યા પ્રમાણે.

**પૃ. ૧૦૯ જ્ઞાનની ગીતા**–ભગવદ્‌ગીતા. **રાયા**–રાજાઓ. **શિવ**–શિવાજી. **નામ એ......આશિષ**–આ ગરવો ઇતિહાસ અહિં આપવાનું કારણ એ છે જે સૌ હિંદીઓમાં પોતપોતાને અનુકૂળ ક્ષેત્રમાં એમાંના કોઇ વીર પુરુષને પંથે પળવા પ્રેરણા મળે. અને તે પ્રેરણાનુસાર-કામ કરી, કંઇક કરી બતાવીએ ત્યારે જ અમે એ પૂર્વજોના વંશજ કહેવાયા તે પ્રમાણ પડે.

**પૃ. ૧૧૦ દિવ્ય પ્રભા**–અલૌકિક તેજ. **અંધાર**–અંધકારથી. **ભાલ**–કપાળમાં. **તેજના અંબાર**–'દિવ્ય પ્રભા'ના અંબાર. (સમૂહ.) **જગવગોણું**–જગમાં વગોણું. **ઉથાપીશું**–ટાળીશું. **નીચાજોણું**–નીચું ઘાલવાપણું, કલંક. **માનવી......વેષ**–અમે માનવી છીએ; અમે કંઈ માનવવેષમાં મેઢાં નથી. **સાધના**–સાધ્યના અર્થમાં, ધ્યેય. **સ્વર્ગ......સ્વદેશ**–હે સ્વદેશ! મારે મન તું જ સ્વર્ગ છે.

## ( ૨૭ ) ચિનગારી.

આ વિશ્વમાં જે ચૈતન્ય સ્ફુરી રહ્યું છે તેને અગ્નિનું રુપક આપવામાં આવ્યું છે. અને પરમાત્મા ચૈતન્યના આધાર રૂપ છે તેમને મહાનલ તરીકે સંબોધેલા છે. ભૌતિક અગ્નિ પ્રકટાવવા સર્જન જૂના ચકમક અને લોખંડનાં સાધનો સુવિદિત છે. તે દ્વારા કોઈક માણસ અગ્નિ પ્રગટાવવા પ્રયત્ન કરે તેવા સ્વરૂપે કવિ પોતાને કલ્પે છે. અને જેમ તે માણસનો પ્રયત્ન નિષ્ફળ જાય તેમ કવિને જીવનના યુદ્ધની અંદર ફાંફાં માર્યા છતાં આ ચૈતન્ય પ્રકટ થતું પોતાના આત્મામાં અનુભવાતું નથી. તેથી કવિહૃદયમાં સંતાપ થાય છે. વિશ્વમાં નઝર

નાંખતાં અનેક પદાર્થોમાં આ ચૈતન્યનો પ્રાદુર્ભાવ થયેલો તેને જણાય છે. સૂર્ય, ચંદ્ર અને આકાશના તારાઓમાં આ ચૈતન્ય ઝગઝગી રહ્યું છે. તે જોતાં તેની વેદના વધારે તીવ્ર બને છે અને તેના મુખમાંથી એમ શબ્દો નીકળે છે કે હું કેવો કમનસીબ કે મારી જામગરી સળગાવવા જેટલો એક પણ તણખો મને પ્રાપ્ત ન થયો! અથવા જ્યારે સૂર્ય, ચંદ્ર અને તારાઓ ઝગઝગી રહ્યા છે ત્યારે મારી સગડી જેવડા મારા અલ્પ હૃદયની અંદર માઈ શકે તેટલો પ્રકાશ પણ મેળવવાને હું ભાગ્યશાળી થઈ શકયો નથી. તેથી તેને એક મહાન આફત પડી હોય એમ લાગે છે. પુરુષાર્થ કર્યા છતાં પણ આધ્યાત્મિક પ્રગતિ થયેલી નહિ હોવાથી નિર્બળનું અંતિમ સાધન જે પ્રાર્થના છે તે એને સુઝી આવે છે. અને તે દ્વારા તે ઓછામાં ઓછી માગણી કરે છે, કે હે મહાનલ, તારો અગ્નિ તું ના આપે તો તણખો તો આપ. તારા અગ્નિની ઊષ્મા (હુંફ) વગર મારી કાયા થરથરે છે અને તણખો મળશે તો પણ મારી જાતને હું કૃતકૃત્ય માનીશ. છેવટે મુક્તિ મેળવવામાં દાન, અધ્યયન. બુદ્ધિ વગેરે અફળ નીવડે છે અને પરમાત્માની કૃપા જો ઉતરે તો જ માણસ પોતાનું ખરૂં સ્વરૂપ પ્રકટ કરી શકે છે એવો આશય આ કાવ્યમાંથી ધ્વનિત થાય છે. અને તેની અંદર ભક્તહૃદયની ઉત્તમ કોટિની દીનતા પ્રકટ થયેલી માલમ પડે છે.

**મહાનલ**–મોટો અગ્નિ, પરમેશ્વર. વલ્લભના શુદ્ધાદ્વૈતમતમાં એવી માન્યતા છે કે પરમાત્મા એક મહાન અનલ–તેજ છે અને તેમાંથી ઉડતા સ્ફુલિંગો–તણખા તે જીવાત્માઓ છે. **જામગરીમાં**–પલીતામાં. **અટારી**–ઝરૂખો. **સગડી**–હું પોતે, મારૂં જીવન. **ઠંડીમાં**–ચેતન નહિ હોવાથી જીવનમાં જોમ–ઉત્સાસ નહિ હોવાથી. **વૈશ્વાનર**–વિશ્વ અનલ. વિશ્વ સમસ્તને ચેતન આપનાર. **હું અગ્નિક......ચિનગારી**–સરખાવો: ‘ મારે એક ડગલું બસ થાય. ’

# માર્ગદર્શન.

## ( ગદ્ય વિભાગ )

### પ્રસ્તાવના

'આત્મકથા અથવા સત્યના પ્રયોગો' નામનું ગાંધીજીનું પુસ્તક બે ખંડમાં ઇ. સ. ૧૯૨૮ માં પ્રસિદ્ધ થયું હતું. તે પહેલાં એ કકડે કકડે 'નવજીવન'માં એમણે લખેલું. તે લખતા અગાઉ એક પ્રાસ્તાવિક લેખ લખી પોતાની આત્મકથા વિષે કેટલીક મુદ્દાની વાતો એમણે સ્પષ્ટ કરી હતી. તે આ પ્રમાણે છેઃ—મેં કેટલાક સ્નેહીઓના આગ્રહને વશ થઈ આત્મકથા લખવાનું માથે લીધું છે. સત્યાગ્રહનું આધ્યાત્મિક શસ્ત્ર લોકદુઃખનિવારણ માટે રાજકીય ક્ષેત્રમાં મેં વાપરી બતાવ્યું; તેથી લોક મને મહાત્મા કહે છે. પણ હું માણસ જેવો માણસ છું, અને મારી રીત મુજબ આત્મા ઉર્ફે આ દુનિયા વિષેના સનાતન સત્યની શોધમાં જ જીવન ગુજારૂં છું. હું જે કરી શકું તે એક બાળક પણ કરી શકે. સત્ય શોધવાને મેં જે પ્રયોગો કર્યા તે ઉપરથી બીજાઓને લાભ થાય એવી હાલ મારી દૃઢ માન્યતા છે. મારામાં ઘણા રાગદ્વેષાદિ વિકાર હતા, અને હજી થોડાક છે. મારી માફક બીજાઓ પણ પ્રયોગ કરી શકે, અને તે માટે સમજવું જોઇએ કે હું અદ્ભુત સત્વ નથી, પણ સામાન્ય માણસ છું. મેં ભૂલ કરી હોય એ સનાતન સત્યની દૃષ્ટિએ સંભવિત છે. માટે મારૂં કહેલું બ્રહ્માક્ષર ન સમજશો. એ ઉપરથી પરમ સત્ય શોધવાના વિશ્વ પ્રયત્નોમાં ઝંપલાવનારને માર્ગસૂચક થવાય એટલી જ મારી ઉમેદ છે.

**પૃ. ૧. કંડિકા—૧** આત્મકથા કેવા સંજોગોમાં લખવામાં આવી તે બતાવ્યું છે.

**નિકટના**–નજિકના. **મુંબઈની જ્વાળા**–અસહકારની પહેલી ચળવળ પછી રાજા પંચમ જ્યૉર્જના પાટવી કુંવર હિંદમાં આવ્યા તે વખતે મુંબાઈમાં એક ભારે કોમી રમખાણ જાગ્યું હતું. ગાંધીજી પાકા અહિંસાવાદી હોવાથી ‘મુંબઈની જ્વાળા’ શબ્દ વાપરીને પોતાના અંતરની લાગણી પ્રગટ કરે છે. **આદર્યું અધુરું રહ્યું**–‘આદર્યાં અ-ધૂરાં રહે, હરિ કરે સો હોય’ એ પ્રસિદ્ધ ઉક્તિ ઉપરથી આ શબ્દ પ્રયોગ કર્યો છે. એમાં એવું સૂચન છે કે આત્મકથા લખવાનો વખત આવવાની હજી વાર છે એવી ઈશ્વરની ઇચ્છા હશે. **વ્યવસાયો**–કામ, રાષ્ટ્રીય ઉદ્ધારના ગાંધીજીએ હાથ ધરેલાં જૂદાં જૂદાં કામો. **યેરવ-ડાનું સ્થાન મળ્યું**–રાજદ્રોહના ગુનાને કારણે મને છ વર્ષ જેલની શિક્ષા થઇ. (અને એમને યેરવડા જેલમાં લઈ જવામાં આવ્યા હતા.) **આત્મકથા**–માણસ પોતે પોતાનું જીવનચરિત્ર લખે તે. **અભ્યાસ-ક્રમ**–આ છ વર્ષ દરમિયાન કયા કયા વિષયોના કયાં કયાં પુસ્તકો વાંચવાં તેની યોજના. **સ્વામી આનંદ**–‘નવજીવન પ્રકાશન મંદિર’ની વ્યવસ્થા તે વખતે સ્વામી આનંદાનંદ કરતા હતા. તે પ્રકાશન મંદિર તરફથી પુસ્તક રૂપે ગાંધીજીની આત્મકથા બહાર પાડવા સ્વામી આનં-દાનંદે માગણી કરી. **દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ**–આ પુસ્તક નજીવનમાં ટૂકડે ટૂકડે લખીને ગાંધીજીએ પુરૂં કર્યું હતું.

**પૃ. ૨. એ નિર્ણય**–‘નવજીવન’માં ટૂકડે ટૂકડે લખી પ્રસિદ્ધ કરવાનો. **નિર્મળ**–પવિત્ર, શુદ્ધ અન્તઃકરણવાળો.

**કંડિકા–૩**—ગાંધીજીના એક સાથીએ આત્મકથા લખવા વિરુદ્ધ કરેલી શંકાઓ. આખા લેખમાં એ શંકાઓનું નિવારણ કરીને પોતે કેવા હેતુથી આત્મકથા લખે છે તે બતાવ્યું છે. **પ્રમાણભૂત**–વિશ્વાસપાત્ર, માન્ય કરવા યોગ્ય. **પોતાનું વર્તન ઘડે**–લોક સમુદાય તમારા કહેવા પ્રમાણે વર્તે છે. **સાવધાન રહી**–ચેતીને.

**કંડિકા ૪**—શંકાઓના ઉત્તરમાં ગાંધીજી પહેલું જ કહે છે કે હું **‘આત્મકથા’** લખતો નથી પણ ‘મારા સત્યના પ્રયોગો’ લખું છું.

કહેવાની મતલબ એમ છે કે આ લખાણમાં મારી જાતને આગળ કરવાનો બીલકુલ આશય નથી. પણ ખરૂં સત્ય શું છે તે શોધી કહાડવાને મારી જાતને સાધનરૂપ બનાવી, મેં મારા જીવન દરમિયાન જે પ્રયોગો કરેલા તે હું અહિં વર્ણવવાનો છું. એટલે લેખમાળાનું મુખ્ય દૃષ્ટિબિન્દુ 'હું' નહિ, પણ 'સત્ય' રહેશે એમ ગાંધીજી કહે છે.

**પ્રયોગો**–'પ્રયોગ' શબ્દ વાપરીને ગાંધીજી સ્પષ્ટ કરે છે કે સત્યનો મને સાક્ષાત્કાર થયો હોય તો પણ હું તેને મારો છેવટનો તો અભિપ્રાય નહિં જ કહું. સત્યની સરખામણીમાં હું ક્ષુદ્ર છું. અને હું જેને સત્ય કહું તે આગળ ઉપર સત્ય ન પણ જણાય.

**ઓતપ્રોત**–પુરેપુરૂં વણાયેલું. **જીવનવૃતાંત**–જીંદગીમાં બનેલા બનાવોનું વર્ણન. **પ્રયોગો જ નીતરી આવે**–હું મારો નહિ, પણ સત્યના પ્રયોગોનો જ ઇતિહાસ આપું છું એમ સમજાય. **રાજપ્રકરણી ક્ષેત્રમાંના મારા પ્રયોગો**–લોકની કેટલીક ફરિયાદો માટે ન્યાય મેળવવા તથા હિંદને સ્વતંત્ર બનાવવા સત્યાગ્રહના હથિયારને વારંવાર ગાંધીજીએ કરેલી અજમાયશ. **સુધરેલું કહેવાતું જગત**–યુરોપ, અમેરિકા આદિ દેશો જે સુધરેલા કહેવાય છે તે. યંત્રવાદ એ ગાંધીજીને મન સાચો સુધારો નથી માટે 'કહેવાતું' શબ્દ વાપરે છે. **આધ્યાત્મિક**–આત્માને લગતા, સત્યને લગતા. પૃ. ૩ ઉપર કણ્ડિકા ૫ માં ગાંધીજીએ પોતે 'આધ્યાત્મિક'નો અર્થ કર્યો છે તે જુઓ. 'આધ્યાત્મિક એટલે......તેજ'.

**પૃ. ૩. રાજ્યપ્રકરણી**—રાજકીય Political. **રાજ્યપ્રકરણી......શક્તિ**–પ્રજાના સરકાર સાથેના વ્યવહારમાં પ્રજાની ફરિયાદો સફળતાથી સરકાર પાસે દૂર કરવાની શક્તિ, દેશની સઘળી કોમોનો વિશ્વાસ જેથી હું પ્રાપ્ત કરી શકયો છું તે શક્તિ. **આધ્યાત્મિક હોય......વૃદ્ધ થાય**–આધ્યાત્મિક શક્તિનું જોર સર્વત્ર પ્રવર્તે છે. પણ એ શક્તિનું સ્વરૂપ જ એવું છે કે એ શક્તિ મેળવનારનો અહંભાવ તદ્દન ઓગળી જ જાય. આત્મકથા લખીને હું મારૂં કાંઇ

લખું છું–મારે વિષે કાંઈ લખું છું–એવું અભિમાન મને નથી. સત્યના સાધનરૂપે સત્યને અર્થે હું લખું છું એટલુંજ મને ભાન છે. **અલ્પપણું**–પરમાત્મારૂપી સનાતન સત્યની મોટાઇના હિસાબે હું ઘણો નાનો–ક્ષુદ્ર–છું એ ભાવ. જેમ વખત જાય છે તેમ સત્યની મહત્તા મને વધારે ને વધારે જણાય છે. એટલે મારી ક્ષુદ્રતા મને વિશેષ ને વિશેષ પ્રત્યક્ષ થાય છે. **મારૂં ચલન વલન......આધીન છે**–આત્માનું ક્ષેત્ર સંકુચિત નથી. એ સર્વવ્યાપી છે. એટલે સમગ્ર જીવન–મનુષ્યના જીવનમાં સઘળાં ક્ષેત્રોની સાથે આત્માનો સંબંધ છે. આત્માનું–સત્ય પ્રભુનું–દર્શન કરવાની ઇચ્છાવાળાએ આપણા જીવનના કોઈ પણ ક્ષેત્ર તરફ બેદરકારી બતાવવાની નથી. સૌ કોઇ પોતપોતાને અનુકૂળ ક્ષેત્રમાં જોડાઇ સેવા કરે અને અહંકાર ઓગાળી નાખે. એમ કરે તો અંતે એ સત્યસ્વરૂપ પરમાત્મામય થઇ જાય. હું જે કાંઇ કરૂં છું તે આમ સમજીને ઇશ્વિરમય થવાના હેતુથી જ કરૂં છું દૃષ્ટાંત તરીકે તેટલા જ માટે હું 'નવજીવન' અને 'યંગ ઇન્ડિયા'માં લેખો લખું છું–તેટલા જ માટે હું કોંગ્રેસમાં જોડાયો છું.

**કંડિકા ૫**–ગાંધીજીએ સત્યના પ્રયોગો કર્યા તે અનુસાર બીજાઓ–નાના મોટા સર્વે–કરી શકે એમ અહિં બતાવ્યું છે.

**મારા પ્રયોગો......નથી રહ્યા**—આત્માનું ક્ષેત્ર કોઈનું આગવું નથી. સત્યની શોધમાં સાધનભૂત થઇ એક જીવ જે કરે તે બીજા પણ કરી શકે. એ રસ્તે એક જીવનું શ્રેય સધાય તો બધાનું સધાય જ, પ્રાણી માત્રને વિષે એક ભાવ આવ્યા પછી ખાનગી જેવું કશું રહેતું નથી. આધ્યાત્મિક વસ્તુઓ ખાનગી છે, બીજાએ તે જાણવા જેવી નથી–જાણવાની જરૂર નથી, એ માન્યતા ખોટી છે. **એવી કેટલીક......વાત થઈ**–આત્માના સાક્ષાત્કાર સંબંધી એવા કેટલાક અનુભવો થાય છે જે કેવળ આત્મા જ અનુભવે છે, અને એ બીજાને વાણીદ્વારા યા બીજી કોઇ રીતે કહી શકાતા નથી. પણ હું અહીં એવી ચીજોની વાત કરતો નથી. એવી વસ્તુઓ વર્ણવી શકાય એવી

છે જ નહિ હાલ તો હું એવી વસ્તુઓની વાત કરૂં છું કે જે આત્માના બહારની દુનિયા સાથેના સંબંધને લાગતી વળગતી છે. આત્મસાક્ષાત્કાર કરવા માટે મનુષ્યનું વર્તન કેવું હોવું જોઈએ તેની જ વાત હું કરી શકું એમ છું. **આધ્યાત્મિક**–સમાવેશ થશે–પોતાના પ્રયોગોને ગાંધીજીએ આધ્યાત્મિક પ્રયોગો તરીકે ઓળખાવ્યા છે. તેથી એ શબ્દનો અર્થ સ્પષ્ટ કરવા તેના અર્થની હદ બાંધે છે. ઇન્દ્રિયાતીત વસ્તુઓ એમાં સમાતી નથી. આપણી ઇન્દ્રિયોથી ગમ્ય એવી વસ્તુઓની જ વાત ગાંધીજી કરે છે. આત્માના શુદ્ધ સ્વરૂપ બરાબર, અત્માના સાક્ષાત્કારને અનુકૂલ, એવી રીતે સમગ્ર મનુષ્ય જીવનને નિયમિત કરવાને જે નિયમો–સિદ્ધાંતો બાંધી શકાય તે નીતિ, તે ધર્મ. અને તે જ નીતિને લગતા પ્રયોગો–તે નીતિ મુજબ વર્તવા કેવી કેવી મુશ્કેલીઓમાંથી ગાંધીજીએ રસ્તો કાઢ્યો તેનો અહેવાલ આ પ્રયોગોના ઇતિહાસમાં ગાંધીજી આપે છે. **આત્માની દૃષ્ટિએ**–આત્માના શુદ્ધ સ્વરૂપમય થવાના હેતુથી, આત્મસાક્ષાત્કારને અનુકૂલ રીતે; **તટસ્થ ભાવે**–મારી જાત પ્રત્યે પક્ષપાત વગર; મારી સર્વ ખામીઓ પુરેપુરી રીતે રજુ થાય તેવી રીતે.

**કંડિકા** ૬—મારા કરેલા પ્રયોગો ઉપરથી મેં બાંધેલાં અનુમાન છેવટનાં જ છે એમ હું કહેતો નથી, પણ મારી દૃષ્ટિએ એ ખરાં છે અને અત્યારે તો એ છેવટના જેવાં લાગે છે. **સંપૂર્ણતા...નથી**–મારા પ્રયોગોમાં ઘણી ઊણપો હોવા સંભવ છે, એટલે હું જે કહું તે જ છેવટનું સત્ય નીકળશે એમ કહેવાનું અભિમાન મને નથી.

**વિજ્ઞાનશાસ્ત્રી**—આ દુનિયાની ચીજોમાં ક્યાં મૂળતત્વો છે તથા આ દુનિયામાંના પ્રાણીઓ અને વનસ્પતીની રચના કેવી છે તથા પૃથ્વી, ગ્રહો વગેરે કેવા નિયમોથી ચાલે છે–આ અને આવા બીજા પ્રશ્નો સંબંધી જૂદા જૂદા પ્રયોગો કરી સત્ય શોધી કહાડવા મથનાર. **સાશંક**–આ શંકા સહિત. તૃતીયા તત્પુરુષ. વહેમી. **તટસ્થ–તટે**

ઉભો રહે છે તે. ઉપપદ. બેમાંથી એક પણ બાજુ ઢળી પડતો નથી તેવો, નિષ્પક્ષપાત. **આત્મનિરીક્ષણ**–પોતાની જાતના વર્તન, વિચાર તથા લાગણીઓની તપાસ. **ભાવ**–લાગણી.

**પૃ. ૪. પૃથક્કરણ**—વિચાર, લાગણીઓ અને વર્તન એ ત્રણેનો પરસ્પર સંબંધ શો છે તે તપાસવું તે. એ વિચાર, વર્તન અને લાગણીઓનું મૂળ શું, કેવા સંજોગોમાં એ ઉત્પન્ન થયાં અને એથી મારા જાત સંબંધે તેમ જ બીજા સંબંધે શાં પરિણામ આવ્યાં તે વિચારવું તેને પૃથક્કરણ કહેવાય. જેમકે, વ્યાકરણમાં એક વાક્યના જૂદા જૂદા ભાગો વચ્ચે અરસપરસ શો સંબંધ છે તે શોધી કહાડવું તે પૃથક્કરણ કહેવાય છે. **જો ન લાગે**–જો મારી દૃષ્ટિએ ખરાં અને છેવટનાં ન લાગે. **ત્યાજ્ય**–છોડી દેવા લાયક. **ગ્રાહ્ય**–ગ્રહણ કરવા લાયક, સ્વીકારવા લાયક. **મારી બુદ્ધિને......આપે**–એ સંબંધી વિચાર કરી જોતાં એ પ્રમાણ લાગે અને મારા અન્તરાત્મામાંથી–મારા અન્તરની લાગણીઓ તરફથી કોઈ જાતનો વિરોધ કે કચવાટ ન થાય.

**કંડિકા–૭**—મારી આત્મકથામાં હું એવું નથી બતાવવાનો કે મેં આવા આવા સિદ્ધાન્તો બાંધ્યા છે, પણ મારા સિદ્ધાન્તોને આધારે મેં જે કાર્યો અત્યાર સુધી કર્યાં છે તેનો ઇતિહાસ જ હું લખીશ. સર્વ સિદ્ધાન્તોનો સિદ્ધાન્ત એક સત્ય જ છે.

**તત્વ**—મનુષ્યના જીવન સંબંધે પાયારૂપ ગણતા નિયમો. દા. ત. અહિંસા, બ્રહ્મચર્ય વગેરે. **વર્ણન......ન જ લખું**–અહિંસા કોને કહેવાય, એમનું સ્વરૂપ કેવું હોય છે, એના ફાયદા ગેરફાયદા શું છે એવું સિદ્ધાન્તોનું વર્ણન કરવા આ આત્મકથા હું કરતો નથી, પણ એ સિદ્ધાન્તો મારા જીવનમાં અમલમાં મૂકવાને મેં કેવા કેવા પ્રયત્નો કેટલી સફળતા નિષ્ફળતાથી કર્યા છે તે વર્ણવવા આ કથા લખું છું. **સત્યથી ભિન્ન મનાતા**–સામાન્ય લોકોથી સત્યથી અલગ ગણાતા, પણ વસ્તુતઃ સત્યમાં સમાઈ જતા, સત્યની જ જૂદી જૂદી વિભૂતિઓ રૂપ. **સર્વોપરિ**–સર્વની ઉપર, જેમાંથી સર્વ શાખા રૂપે નીકળે છે તે.

**વાચાનું સત્ય**–સાચું બોલવું તે. આ તો સત્યનો એક જ અંશ છે. એને સ્થૂલ સત્ય કહ્યું છે, કારણ કે બહારના વ્યવહારમાં આપણે એ સત્યનો પ્રત્યક્ષ અનુભવ કરી શકીએ છીએ. સંપૂર્ણ સત્ય એટલેઃ **चित्तेवाचि क्रियायांच साधू नामे करूपता । આપણે કલ્પેલું**–અમુક વસ્તુ આપણને સત્ય સમજાઇ, માટે તે સત્ય થઇ જતી નથી. કોઈ માણસ પરમેશ્વરનું અમુક રીતનું વર્ણન આપે, અને એને ખરે-ખર તેવો માને માટે પરમેશ્વર કાંઇ તેવો થઈ જતો નથી. એ તો જે હોય છે તે જ રહે છે. માટે આપણે સત્યને જેવું કલ્પીએ, તેવું જ તે પોતે વસ્તુતઃ હોય ત્યારે જ આપણી કલ્પના પ્રમાણ ગણાય. **સ્વતંત્ર**–પોતાના સ્વરૂપ વિષે પોતાની જ જાત ઉપર આધાર રાખ-નારૂં, બીજા કશાથી જેનું સ્વરૂપ બદલી શકાતું નથી. **ચિરસ્થાયી**–હંમેશાં તેવુંને તેવું જ રહેનાર.

કંડિકા–૮—હું પરમેશ્વરની 'સત્ય' નામની વિભૂતિનો પૂજારી છું એ મને જડયું નથી, પણ જ્યાંસુધી એનું એ દર્શન મને ન થાય ત્યાંસુધી સત્યનું સ્વરૂપ હું જેવું સંપૂર્ણ શ્રદ્ધાથી સમજું છુ તેવું મારા આધાર રુપે લઇને મારા જીવનનું સર્વ કામકાજ કરું છું.

**વ્યાખ્યા**—ખાસ ગુણો બતલાવીને સ્વરૂપ સમજાવવું તે. **વિભૂ-તિઓ**–Manifestations. પ્રકટ સ્વરૂપો. આપણી નજરે જણાતાં નવાં નવાં અગણિત રુપ. **આશ્ચર્યચકિત, મુગ્ધ. પૂજારી**–ઇશ્વરનાં જૂદાં જૂદાં વ્યક્ત–પ્રગટ રુપ જોઇને મન–બુદ્ધિ ઉપર થતી અસરનાં આ ત્રણ પગથિયાં આવેલાં છે. **એ શોધરૂપી યજ્ઞમાં**–યજ્ઞોની સંસ્થા આર્યલોકોમાં અત્યંત જૂના વખતથી માનનું સ્થાન ભોગવતી આવી છે. યજ્ઞમાં પ્રાણી હોમવાને બદલે પાછળથી યજ્ઞનાં જૂદાં જૂદાં સ્વરૂપ શાસ્ત્રકારોએ ધડયાં હતાં. (૧) બ્રહ્મયજ્ઞ (ભણાવવું તે) (૨) પિતૃયજ્ઞ (શ્રાદ્ધ, સંવત્સરી આદિ) (૩) દેવયજ્ઞ (અગ્નિમાં હોમ કરવો તે. વૈશ્વદેવ) (૪) ભૂતયજ્ઞ (ગાય, કુતરા, વાયસને માટે અન્ન કહાડવું તે) (૫) નૃયજ્ઞ (અતિથિ પૂજન.) અહિં ગાંધીજી સત્યની શોધને એક

યજ્ઞ રૂપે–નિત્ય કર્તવ્ય રૂપે વર્ણવે છે. અને જેમ દરેક યજ્ઞમાં કાંઈને કાંઈ આહુતિ ત્યાગ કરવાની ચીજ–આપવાની હોય છે તેમ અહિં સત્યશોધના યજ્ઞમાં પ્રિયમાં પ્રિય વસ્તુ શરીર સુદ્ધાં હોમવું જોઈએ એમ જણાવવું જોઈએ. **કાલ્પનિક સત્ય**–કલ્પેલું સત્ય, મારો અન્તરાત્મા જેને સત્ય ગણે છે તે.

**પૃ. ૫. કંડિકા ૯**—આ સત્યની શોધનો માર્ગ ઘણો કઠણ છે, છતાં એ રસ્તે આબાલવૃદ્ધ સહુ જઈ શકે એમ છે–શરત એક છેઃ અભિમાન પુરેપુરૂં ઓગાળી નાખવું, એક રજકણથી પણ વધારે ક્ષુદ્ર બનવું.

**ખાંડાની ધારે**—તલવારની ધારે. **ભયંકર......લાગી છે**–સત્ય શોધવામાં એટલે કે મારા જીવન દરમિયાન, હું ભયંકર ભૂલોનો ભોગ થઈ પડયો હતો; પણ મારો અહંકાર નાશ પામેલો હોવાથી એ ભૂલો મને કોઈ જાતની હાનિ કરી શકી નથી. મેં જે ભૂલો કરી તે સ્વીકારીને સુધારી લીધી. મારી ભૂલો તે ભૂલો નથી એવું ખોટું અભિમાન રાખીને ભૂલ જણાયા પછી ખોટે માર્ગે આગળ હું ગયો નથી, એટલે એ ભૂલોના ભયંકર પરિણામમાંથી હું બચી શકયો છું. મને આ પ્રમાણે કોઈ જાતની હાનિ થયેલી નહિ, તેથી હું તેમને નજીવી ગણું છું. **ઝાંખી**–અસ્પષ્ટ દર્શન. **સ્વતંત્ર્ય સત્ય**–જૂઓ કંડિકા ૭ ની નોંધ.

**કંડિકા ૧૦–૧૧** મારી તરફ પક્ષપાતની ખાતર, મારી ખામીઓને નભાવી ન લેશો. હું પોતે ઈશ્વરથી–સત્યથી હજીયે દૂર છું. એનું દુઃખ મને દર ક્ષણે થયાં કરે છે. એ પ્રમાણે હજીયે દૂર રહેવાનું કારણ મારામાં રહેલા રાગદ્વેષાદિ વિકારો છે.

**ઝાંઝવાના નીર**—અતિશય તાપને લીધે રણમાં રેતાળ પ્રદેશ દૂરથી જોતાં સૂર્યના તેજમાં ચકચકતો જણાય છે, તેથી એ પાણીનું સરોવર હોય એવો ભ્રમ પ્રાણીઓને ઉત્પન્ન થાય છે. એ

પાણીને ઝાંઝવાના જળ કહે છે. ખરેખર એ પાણી હોતું નથી તેથી કોઈ એક વસ્તુ ખરેખર અસ્તિત્વમાં ન હોય છતાં તે છે એમ માની લેવામાં આવે ત્યારે તેને ઝાંઝવાના જળ જેવી કહે છે-મિથ્યા છે. **ભલે...જય થઓ**-સરખાવો: 'એ શોધરૂપી...તૈયારી છે'. (કંડિકા. ૮.) **અલ્પાત્મા**-ગાંધીજીને બધા મહાત્મા કહે છે, એ વિરુદ્ધ 'અલ્પાત્મા' એ શબ્દ પોતાને માટે એમણે યોજ્યો છે. **અલ્પાત્માને...ન બનો**-મારે વિષે પક્ષપાત રાખી, મારી ભૂલો નભાવશો નહિ. મારી ભૂલો જતી કરી, મને સંપૂર્ણતાએ પહોંચેલો માણસ ગણશો નહિ. **પ્રમાણભૂત**-ખરા, કોઈ પણ કાર્ય કરવામાં આધાર રૂપ.

પૃ. ૬. **શાસ્ત્રીય**—વિજ્ઞાનશાસ્ત્રીની માફક અતિશય નિયમસર, વિચારપૂર્વક અને ઝીણવટથી કરેલા. **તલમાત્ર**-તલ એ જ માત્રા (માપ) છે જેનું. બહુવ્રીહિ સમાસ. તલ જેટલી, સહેજ પણ. **મોસમ**-મારા જેવા. **કુટિલ**-પાપકર્મ કરનાર, છળકપટ કરનાર. **ખલ**-દુષ્ટપુરુષ. **કામી**-વિષયી. **જીન**-જેણે. **તાહિ**-તેજ. **પ્રતિક્ષણ**-દરેક પળે. ક્ષણે ક્ષણે. અવ્યયીભાવ સમાસ. **સાલે છે**-કાંટાની માફક ખૂંચે છે. **એનાં**-હું સત્યથી દૂર છું તેના. **વિકાર**-મન, વચન અને કર્મના વ્યાપારમાં અયોગ્ય ફેરફાર. રાગ દ્વેષ વગેરે. **પ્રસ્તાવનમાંથી...શકું**-આ પ્રસ્તાવનામાં મેં ઉપર મારા વિકારની વાત કરી. તે વિકારનું વર્ણન એ અહિં કરવું-પ્રસ્તાવનામાં કરવું-એ વિષયની બહાર છે.

## પૂર્ણાહુતિ

'પ્રસ્તાવના' માં 'આત્મકથા' કયા દૃષ્ટિબિન્દુથી લખાશે એ સ્પષ્ટ કર્યું. પછી થોડે થોડે પ્રકરણ વાર લખીને ગાંધીજીએ સત્યના પ્રયોગોની કથા પૂરી કરી. એ કથા ઇ. સ. ૧૯૨૧ સુધીની આપી છે. એ પ્રમાણે અધૂરે કથા અટકાવવાનાં ત્રણ કારણ ગાંધીજી આપે છે: (૧) ઇતિહાસ હજુ ઘડાઈ રહ્યો છે. (૨) વિનયને ખાતર હયાત

નેતાઓના સંબંધોને વચ્ચે ન લવાય. (૩) ચાલુ રાજકીય પ્રયોગોને વિષે મારા નિર્ણયો નિશ્ચયાત્મક ન ગણી શકાય.—પછી વાંચકોની રજા લેતાં કેવા દૃષ્ટિબિન્દુથી લખ્યું છે તે ફરી કહે છે. સત્યને પોતે **જેવું** જોયું છે, **જે માર્ગે** જોયું છે તે આત્મકથામાં બતાવ્યું છે. એ વર્ણનનો હેતુ વાંચનારમાં સત્ય અને અહિંસા વિષે **વધારે આસ્થા** બેસાડવાનો છે. સત્યમય થવાને અહિંસા એ જ એક માર્ગ છે. બીજા શબ્દોમાં કહીએ તો સર્વવ્યાપક સત્યનારાયણનાં પ્રત્યક્ષ દર્શન કરવા **જીવમાત્ર પ્રત્યે આત્મવત્ પ્રેમ (અહિંસા)** જોઇએ. સત્યના દર્શનની ઇચ્છા કરનાર જીવનના એક પણ ક્ષેત્રની બહાર નથી રહી શકતો. ધર્મ અને રાજ્ય પ્રકરણને ઊંડો સંબંધ છે. આ પ્રમાણેનું સત્યનું વિશાળ ક્ષેત્ર સમજીને બેસી રહ્યે ન ચાલે. **આત્મશુદ્ધિ** હોય તો જ 'જીવમાત્ર પ્રત્યે આત્મવત્ પ્રેમ'—અહિંસા સાધી શકાય. એ આત્મશુદ્ધિમાં જગતને શુદ્ધ કરવાની શક્તિ છે. આત્મશુદ્ધિ કરવા માટે મનથી, વચનથી ને કાયાથી **નિર્વિકાર** થવું જોઇએ.—રાગદ્વેષ વગેરે વિકારો તજવા જોઇએ. સત્યનારાયણના સંપૂર્ણ દર્શન માટે માણસ માત્રે અભિમાન તજવું જોઇએ—**શૂન્યવત્** બનવું જોઇએ—નમ્રતાની પરાકાષ્ઠાએ પહોંચવું જોઇએ. એ પરાકાષ્ઠાએ પહોંચાડવા અંતમાં **પ્રભુની પ્રાર્થના** કરે છે, અને **જગતની મદદ** માગે છે. (એકલો મનુષ્ય—અભિમાનથી એકલો રહેનાર મનુષ્ય નિર્બળ છે એવું સૂચન છે.)

પૃ. ૭ **કણ્ડિકા ૧**—આત્મકથા અધૂરે અટકાવવાનાં કારણો. **મારૂં જીવન......થયું**—જાહેર હિતનાં—લોક હિતનાં કાર્યોમાં હું એટલો બધો ભાગ લેવા માંડયો, તેમ જ લોક પણ મારા જીવનમાં એટલો બધો રસ લેવા માંડયા કે મને લગતી દરેક બાબત છાપાં, ભાષણો વગેરે દ્વારા લોકના જાણવામાં રોજની રોજ આવ્યાં કરી છે. **ઓતપ્રોત**—કાપડના તાર—વાણો તથા તાણો—ગુંથાય છે તેમ

ગુંથાએલો. નર્યા આડા તારથી કાપડ ન બને તેમ નર્યા ઉભા તારથી પણ ન બને–એ સાથે જ હોય. તેમ નેતાઓ સિવાય હું નહિ અને મારા સિવાય નેતાઓ નહિ એમ અરસ્પરસ સંકળાએલા. **મહાસભા**–'ધિ ઈન્ડીઅન નેશનલ કૅાંગ્રેસ.' **મહાપરિવર્તન** બહુ મોટો ફેરફાર ઇ. સ. ૧૯૧૯ના રાજકીય સુધારાથી પ્રજાને અસંતોષ થયો, તેથી 'અસહકાર'ની નીતિ મહાસભાએ અખત્યાર કરી. કાયદાની હદમાં રહીને સ્વરાજ મેળવવા પ્રયત્ન કરવા એવું મહાસભાનું ધ્યેય હતું તે ફેરવવામાં આવ્યું. સર્વ વ્યાજબી સાધનો વાપરી પ્રયત્ન કરવો, એવો ધ્યેયમાં ફેરફાર કરી સત્યાગ્રહ ઉર્ફે સવિનય ભંગનો સમાવેશ કરવામાં આવ્યો. કૅાંગ્રેસ માટે ગામડે ગામડે સભાસદો નોંધવામાં આવ્યા. ગ્રામ સમિતિ, તાલુકા સમિતિ, જિલ્લા સમિતિ–પ્રાંતિક સમિતિ અને મહાસભા સમિતિ એવી ક્રમશઃ ચઢતી સમિતિઓ સ્થાપી મહાસભાનું નવું વધારે વ્યવસ્થિત બંધારણ થયું. એને ગાંધીજી 'મહાસભાનું મહાપરિવર્તન' કહે છે. **ઇતિહાસ...રહ્યો છે.**—મહાસભાના પ્રયત્નોનું ચોક્કસ છેવટનું પરિણામ આવ્યું નથી. અમુક બનાવનાં પુરાં પરિણામ આવી જાય, અને તે પરિણામ, સામાન્ય સંજોગોમાં ફરી ન શકે, એવું દઢ મૂળ ઘાલી માણસના જીવનમાં જડાઈ જાય, ત્યારે એ બનાવ ઇતિહાસ થયો કહેવાય. સ્વરાજ મળે, અને સ્વરાજનું બંધારણ દઢીભૂત થઈ લોકસમસ્તને સંતોષી લોકહિતનું કામ કરે, અથવા સ્વરાજ ન મળે અને એવા સંજોગો ઉભા થાય કે સામાન્ય વસ્તુસ્થિતિ જોતાં સ્વરાજ માટેના પ્રયત્નો લાંબા વખત સુધી હાથ ન ધરી શકાય ત્યારે મહાસભાના પ્રયત્નો ઇતિહાસની બીના ગણાય. એક યા બીજી બાજુનું ચોક્કસ પરિણામ આવી એ પરિણામ દઢ સ્વરૂપ ધારણ કરે ન ત્યાં સુધી તે બાબતના પ્રયત્નો ઉપર છેવટનો અભિપ્રાય–'નિશ્ચયાત્મક નિર્ણય' ન આપી શકાય. **નિશ્ચયાત્મક**–નિશ્ચય છે આત્મા જેનો, (બહુવ્રીહિ). જેમાં બીલકુલ શંકાને સ્થાન નથી એવા.

**કણ્ડિકા ૨.** આત્મકથામાં શું લખ્યું છે, અને શા હેતુથી લખ્યું છે તે કહે છે.

**યથાર્થ**—અર્થ (વસ્તુ) મુજબ. (અવ્યયી ભાવ) જેવું હોય તેવું. 'મેં જેવું જોયું છે, જે માર્ગે જોયું છે.' **સતત**—અટક્યા વગર, હંમેશ, આખી આત્મકથા દરમિયાન. **જેવું જોયું છે**—સત્યનું સ્વરુપ હું જેવું સમજ્યો છું. **જે માર્ગે જોયું છે.**—મેં જીવનમાં જે જે અનુભવો—પ્રયોગો કર્યા અને તેમાંથી સત્ય શોધ્યું, અને તે પરથી જણાએલા સત્યને માર્ગે જીવનમાં આગળ ચાલ્યો.

**ચિત્તશાંતિ**—કાંઇ ઉપયોગી કાર્ય કર્યા પછી, બીજાને મદદ રૂપ થવાયું એ જ્ઞાનથી જાતને થતો સંતોષ. 'આત્મકથા' કેવી રીતે ઉપયોગી થશે, એ પછીના વાક્યમાં કહ્યું છે.

**કણ્ડિકા ૩.** સત્ય જ પરમેશ્વરનું સંપૂર્ણ સ્વરૂપ—સંપૂર્ણ વિભૂતિ છે. અહિંસા પાળનાર જ સત્યમય—પ્રભુમય થઇ શકે. મૂળ સ્વરૂપે સત્ય હું ઝાંખી કરી શક્યો છું તેનાથી અનેકાનેક ઘણું વિશાળ છે.

**સત્ય**—જુઓ, 'પ્રસ્તાવના' કંડિકા ૭, પૃ. ૪. **અહિંસા**—'જીવ માત્રની પ્રત્યે આત્મવત્ પ્રેમ.' **આ પ્રયત્ન** પૃ. ૮.—'આત્મકથા' લખવાનો પ્રયત્ન. **વ્યર્થ**—ફોગટ, બીન ઉપયોગી; જૂઠું. **વચન**—'અહિંસા એ જ એક માર્ગ છે' એ વચન. **સાચી**—સિદ્ધાંતરૂપે સાચી. **કાચી**—આચાર રૂપે કાચી—મૂળ સિદ્ધાંત સંપૂર્ણપણે અમલમાં ન આવી શકવાથી. **મારી સત્યની ઝાંખી...દર્શન રૂપ જ છે**—ભૌતિક સૂર્યથી હજાર ગણા તેજસ્વી સૂર્યનું રૂપક લઈ સત્યની મહત્તા સમજાવી છે, તથા પોતાનું અલ્પપણું સૂચવ્યું છે.

**પૃ. ૮ કણ્ડિકા ૪.** સત્યના સંપૂર્ણ દર્શન માટે જીવમાત્રની પ્રત્યે આત્મવત્ પ્રેમ રાખવો જોઇએ. સમગ્ર સૃષ્ટિ સાથે સમભાવ ન આવે ત્યાંસુધી તેટલે અંશે દર્શન અપૂર્ણ રહે જ. માટે જ સંસાર

સુધારો, અસ્પૃશ્યતા નિવારણ, ગરીબ સંકટનિવારણ (ઉર્ફે રાજ્ય પ્રકરણ) એવા વિષયોમાં કામ કરવા ગાંધીજી પ્રેરાય છે.

**સત્ય નારાયણ**—સત્ય એજ નારાયણ (પરમેશ્વર) –કર્મધારય. ગુજરાત અને મહારાષ્ટ્રમાં સત્યનારાયણ ભગવાનનું વ્રત ઘણું લોકપ્રિય છે. એ રૂઢ સત્યનારાયણની માફક સત્યનારાયણ–મન, વચન અને કર્મના સત્યરૂપી પ્રભુની પૂજા સાર્વત્રિક થાય એવી ભાવના આ શબ્દમાં જુદા અર્થમાં વાપરવામાં સમાએલી છે. **પ્રત્યક્ષ દર્શન**–પોતાનું તેમ જ આસપાસના સર્વ વાતાવરણનું, આખા વિશ્વનું સત્યમય થવું તે. **આત્મવત્ પ્રેમ** પોતા પણાનો ભાવ–સમભાવ. **તે કરવાને ઇચ્છનાર**...નથી રહી શકતો–કારણ કે સમગ્ર વિશ્વના જીવનમાં મન વાચા અને કર્મનું સત્ય સંપૂર્ણપણે દૃષ્ટિગોચર થાય ત્યારે જ સત્યનારાયણ પ્રભુનું પુરેપુરૂં દર્શન થાય. ધર્મ–સત્યની પૂજા, એ ધર્મ, ધર્મએ કાંઇ ઘરમાં કે મંદિરમાં અથવા જંગલમાં બેસી એક જણે ખાનગી મેળે પાળવાની ચીજ નથી. એ સૌના જીવનમાં સંપૂર્ણપણે ઉતારવાની વસ્તુ છે એટલે ધર્મનું અંતિમ સ્વરૂપ જોતાં સમાજ સુધારો, આર્થિક સુધારો, રાજકીય સુધારો–એ સઘળું ધર્મમાં સમાય છે. **ધર્મને નથી જાણતો**–ધર્મનું ખરૂં સ્વરૂપ સમજતો નથી. **અવિનય નથી કરતો**–વસ્તુસ્થિતિ જેવી હોય તેવી શાંતિથી ક્રોધ કર્યા વિના સમભાવ રાખીને કહી બતલાવવી તેમાં સામાનું લેશ પણ અપમાન નથી.

કણ્ડિકા **૫.** વ્યક્તિ અને વિશ્વ વચ્ચે એવો સંબંધ છે–એ વચ્ચે એવી સૂક્ષ્મ એક્તા છે–કે વ્યક્તિ જે કરે તેની અસર વિશ્વસમસ્ત ઉપર થાય જ, એટલે એક જણ આત્મશુદ્ધિ કરે તે વિશ્વ સમસ્તની આત્મશુદ્ધિ સાધવામાં મદદરૂપ થાય જ. માટે બીજા કરે ત્યાંસુધી રાહ ન જોતાં વ્યકિતગત પ્રયત્ન દરેકે શરૂ કરવો.

**આત્મશુદ્ધિ**—'શુદ્ધ થવું એટલે મનથી, વચનથી, ને કાયાથી નિર્વિકાર થવું, રાગદ્વેષાદિ રહિત થવું' જુઓ કણ્ડિકા ૬, પંક્તિ ૨–૩.

**ઐક્ય**—એકતા, 'આત્મવત્ પ્રેમ.' **સર્વથા**-દરેક રીતે; તદ્દન. **અશુદ્ધાત્મા**-અશુદ્ધ છે આત્મા જેનો ( બહુવ્રીહિ ), આત્મશુદ્ધિ જેણે સાધી નથી તે. **ક્ષેત્ર**-પ્રદેશ, વિભાગ. જીવન માર્ગનાં ક્ષેત્રો જેવાં કે, સંસાર, સમાજ, રાજ્ય. **એ શુદ્ધિ**-જીવન માર્ગનાં સર્વ ક્ષેત્રોની શુદ્ધિ. **સાધ્ય**-સાધી શકાય એવી. **વ્યક્તિ** ( Individual ) આખા સમૂહમાંનો એક. એક જણ-એક બીજાથી સ્વતંત્રપણે. **સમષ્ટિ**-જુદા જુદા જણનો સમૂહ-એક રૂપે; વિશ્વ સમસ્ત. **નિકટ**-નજીકનો, ગાઢ. **નિકટ સંબંધ**-આત્મા અને પરમાત્માની મૌલિક એકતા રૂપી ગાઢ સંબંધ. **એક**-વ્યક્તિ, એક જીવ. **અનેક**-( **अन्+एक** ) એક જીવથી જુદા. બીજા, સમસ્ત વિશ્વનાં બીજાં અંગો. **વ્યક્તિગત**-જાતે, પોતાને માટે થતો. **સત્યનારાયણ**-સત્ય રૂપી પ્રભુ.

**કણ્ડિકા ૬.** આત્મશુદ્ધિ કરવા માટે મન, વચન, અને કાયાથી નિર્વિકાર થવું જોઈએ. સત્યનારાયણના સંપૂર્ણ દર્શન માટે અહંકાર તજવો જોઇએ ને શૂન્યવત્ બનવું જોઇએ. અંતે, નમ્રતાની પરાકાષ્ઠાએ પહોંચવા ગાંધીજી પ્રભુની પ્રાર્થના કરે છે અને જગતની મદદ માગે છે.

**વિકટ**—મુશ્કેલીઓથી ભરેલો. **પ્રતિક્ષણ**-ક્ષણે ક્ષણે (અવ્યયી ભાવ ). **વિકાર**—મન, વચન, અને કાયાની સત્ય સ્થિતિમાં ફેરફાર. અશુદ્ધિ. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર. **રાગ**-આસક્તિ; અમુક જણ પ્રત્યે ઉપેક્ષા બતાવી બીજા પ્રત્યે પ્રેમ-ખોટી મમતા-અહંકારની નિશાની છે. **દ્વેષ**-અમુક જણ પ્રત્યે ખોટી મમતા રાખવાથી બીજાઓ પ્રત્યે થતી ઇર્ષા. આ પણ અહંકારની નિશાની છે, **રાગ-દ્વેષાદિ**-રાગ, દ્વેષ આદિ છે જેમાં ( બહુવ્રીહિ ). રાગ, દ્વેષ, ભૂખ, તરસ; શોક; મોહ; લાભ; અલાભ; શીત; ઉષ્ણ; માન; અપમાન; કામ; ક્રોધ. આ જુદા જુદા વિકારોનાં દ્વંદ્વ ( જોડકાં ) છે. એથી વિકાર વિનાના ( નિર્વિકાર ) જીવને ' નિર્દ્વન્દ્વ ' પણ કહે છે. જ્યાં સુધી અહંકાર હોય ત્યાં સુધી જ આ દ્વન્દ્વો માણસમાં વિકાર ઉપજાવી

શકે છે. એટલે નિર્વિકારતા તે નિરંહકારીપણાનું બીજું રૂપ માત્ર છે. **રસ**—આત્મા જ અનુભવી શકે છે એવો ઉચ્ચ કોટિનો આનંદ. **શુન્યવત્**—નિરંહકારી. **સ્વેચ્છાએ...મૂકે**—વસ્તુતઃ છેવટનું પદ ભોગવનાર માણસ પોતાને છેલ્લો ગણે એમાં કાંઇ નમ્રતા નથી. ઉચ્ચ પદે વિરાજનાર હોવા છતાં નિરંહકારી થવાની આવશ્યકતા **સમજીને પોતાની ઇચ્છાથી** પરમાત્માની મહત્તાના હિસાબે પોતાને અલ્પ સમજે તે ખરો નમ્ર કહેવાય. **મુકિત**—છૂટકારો; વિકારોમાંથી મુક્તિ.

## મહેતાજી દુર્ગારામ મંછારામનું ચરિત્ર.

મહેતાજીના ચરિત્રનો પહેલો ભાગ રા. સા. મહિપતરામ રૂપરામે લખી પ્રસિદ્ધ કર્યો ત્યારે તે ઉપર તે વિવેચન કરતો લેખ, નવલરામભાઇએ લખેલો તે અહિં આપવામાં આવેલો છે. આમાં દુર્ગારામ એક મહાન શિક્ષક તથા એક મહાન સુધારક હતા એ બતાવવામાં આવ્યું છે. ઉપરાંત મહાનપુરુષોનાં ચરિત્રો શા માટે અને કેવી રીતે લખવાં જોઈએ તથા તે ન લખવામાં આવે તો સમાજને શું ગેરલાભ થાય તે નવલરામે અહિં કહ્યું છે. આદર્શ ચરિત્ર નિરૂપકમાં કયા કયા ગુણો આવશ્યક છે અને તેમાંથી કયાની આ ચરિત્ર નિરૂપણમાં ખામી છે તથા તે ખામી કેવી રીતે પૂરાય તે પણ વિવેચક નવલરામે બતાવ્યું છે. વિવેચક તરીકે નવલરામ ગુણ તથા દોષ ઉભયનું દર્શન કરે છે, અને દોષનાં કારણોનું અન્વેષણ કરી લેખકના વ્યકિતત્વને કે યશને ઝાંખપ લાગતી અટકાવવાનો પુરતો યત્ન કરે છે. મૂળ લેખકે આપેલી માહિતી ઉપરાંત પોતાની જાણની માહિતી પણ નવલરામે અહીં આપી છે; તેમ જ ચાલુ જમાનાના આચાર વિચાર ઉપર ટીકા કરી છે અને વિષય બહારના સમાજોપયોગી વિષયો ઉપર પોતાના અભિપ્રાય આપ્યા છે. આ રીતે લેખ. ચરિત્રથી સ્વતંત્રપણે પણ ઉપયોગી અને રસિક બને છે.

**પૃ. ૯** દુર્ગારામની મહત્તાનો ખ્યાલ લેખકે આ કંડિકામાં આપ્યો છે. **હજી પણ**—ઈ. સ. ૧૮૮૭ માં નવલરામે લેખ લખ્યો

ત્યારે. **આ કીર્તિ...મેળવી**—દુર્ગારામની મહત્તા તેમણે જાતે સંપાદન કરેલી હતી. તે કંઇ પૈસાદાર, કુળવાન કે મોટા અધિકારી ન હતા કે જેથી થોડી મહેનતે–સહેજે કીર્તિવાન થાય. જાત મહેનતથી સંપાદન કરેલી મહત્તા દુર્ગારામનું ગૌરવ વધારે છે. **અંત**–સતત મહેનત, અવિશ્રાંત પરિશ્રમ. **હાલ મોટા દેશી**......અહિંથી દુર્ગારામની મહત્તાનો પૂરાવો અને તેનું સ્વરૂપ આપ્યાં છે. **નામનો દેશમાં...હતો** વહેમના શત્રુ તરીકે એમની કીર્તિ સઘળે પ્રસરી હતી. **સઘન**–બહુ નક્કર, વજુદવાળી–જેનો પ્રત્યુત્તર સહેલાઇથી ન થાય તેવી. યુગ–Generation ના અર્થમાં. એક 'જનરેશન'નાં ત્રીસ વરસ ગણાય છે. **ઘણા યુગની**–ઘણા જમાનાંની, ઘણા વર્ષોની. **ભરનિદ્રા**–અજ્ઞાન રૂપી નિદ્રા. ઘણા વર્ષોથી સામાન્ય લોકોમાં ધર્મના પ્રાણ ઉડી ગયા હતા અને લોકો આચારના ખોખાને વળગી રહ્યા હતા. આ અજ્ઞાનની નિદ્રામાંથી લોકને દુર્ગારામના ભાષણોએ જાગ્રત કર્યા. **વિપરીત**–ઉલટું પ્રચલિત આચાર વિચારથી ઉલટું. **સુધારા ને કુધારા......નહોતું** –અહિં નવલરામ પોતાના સમયમાં ચાલતી પરિસ્થિતિ ઉપર ટીકા કરવાની તક લે છે. સુધારાની શરૂઆતમાં જૂના વિચારના લોકો સુધારા તરફ નવાઇની નજરે જોતા હતા; એક બીજાનું કહેવું સાંભળતા અને સમાધાન ઇચ્છતા હતા. પરંતુ બે પક્ષો વચ્ચે વિખવાદ પાછળથી જાગ્યો અને તેથી નવલરામના વખતમાં સુધારકોના કહેવામાં જે સત્ય હતું તે તરફ લોકો વિખવાદને લીધે દુર્લક્ષ રાખતા, અને પરિણામે એ વિખવાદ વધવાથી સમાધાનની આશા દૂર થઇ હતી. આ સરખામણીથી દુર્ગારામની સુધારક તરીકેની મહત્તા વધારી છે. **મમતી**—'હું કહું છું તે ખરૂં' એવા ખોટા મમત્વ વાળું.

પૃ. ૧૦. **નિડરપણે ભરોંસાથી**—મહેતાજી સુધારા વિષે કોઇને પણ વાત કરતાં ડરતા નહિ તેમ જ મારા કહેવાની અસર થશે જ એવો ભરોંસો રાખતા. એમના આ બે ગુણોનાં દષ્ટાંત આગળ આ લેખમાં આવશે. **કીર્તિ કાંઇક ઝાંખી પડી હશે**–મધુરીના પ્રસંગ

પછી જુઓ પૃ. ૧૬-૧૭. **ગૂજરાતી સુધારો**-ગૂજરાત દેશમાં સુધારાની ચળવળ.

**કંડિકા ર**—જીવન ચરિત્રો શા માટે લખાવાં જોઇએ અને ન લખવામાં આવે તો શી હાનિ થાય તે અહિં કહ્યું છે. **આવા પુરુષોનાં**-પહેલી કંડિકામાં જેમનું મહત્વ વર્ણવ્યું છે એવા મહેતાજી દુર્ગારામ જેવા મહાપુરુષોનો. **પુરુષત્વ**-માણસના ઉત્તમ ગુણો. **નમુના**-અનુકરણ કરવા યોગ્ય દાખલા. **પ્રસંગે પ્રસંગે જ**-અવારનવાર જ. લાંબે લાંબે ગાળે. **મનોભાવ**-મનની લાગણીઓ. **ઊંચાં કર્તવ્યો**-મનુષ્યનાં અંતિમ શ્રેયને સાધવામાં મદદરૂપ કાર્યો. **ક્ષુદ્રબુદ્ધિ**-હલકી બુદ્ધિ. **ઐતિહાસિક ઉદાહરણો**-ઇતિહાસમાં-ભૂતકાળમાં થઇ ગએલા પુરુષોના દાખલા. આપણા દેશમાં મહાપુરુષો થઇ ગયા છે ખરા પણ એમનાં જીવન ચરિત્રો લખાયેલાં નહિ હોવાથી, જરૂર પડે દાખલા આપવા-લેવાને એ મહાપુરુષોના જીવનના પ્રસંગો હાથ લાગતા નથી. **વાસ્તવિક**-ખરેખર જેવું હોય તેવું, ગુણ તેમ જ દોષ બન્ને ન્યાયપૂર્વક બતાવનાર. **આપણી પતિત પ્રજા**-નવલરામ પોતાના જમાના વિષે અભિપ્રાય આપે છે.

**અલૌકિક**—દૈવી. આ પૃથ્વીલોકનું નહિ તેવું. **અદ્ભુત કુથાઓ**-ચમત્કારના પ્રસંગો. **કલ્પના**-ખ્યાલ. **પતિતપણું**-પડતી દશામાં આવવું તે. આર્થિક, શારીરિક, રાજકીય, સામાજિક આમ સર્વ પ્રકારે પડતી. **કરૂણામય સ્થિતિ**-દયામણી દશા. **મનુષ્યભાવે** તેઓ પણ ભૂલને પાત્ર-મનુષ્ય પણ પ્રયત્ને કરીને મહાન બનેલા મનુષ્યો હતા એ રૂપે. **સ્વાભાવિક**-વાસ્તવિક, જેવા હોય તેવા.

પૃ. **૧૧ કંડીકા-૩** પહેલી બે કંડિકામાં પ્રસ્તાવના કર્યા પછી હવે લેખના વિષય-મહેતાજીના ચરિત્રના પુસ્તકનું આ કંડિકામાં ઓળખાણ આપે છે. **ચરિત્ર નિરૂપક**-જીવનચરિત્ર લખનાર. **વિવેચન**-ગુણદોષની પરીક્ષા સાથે જાહેર લોકને પુસ્તકનું ઓળખાણ આપવા લખાયેલો લેખ. **માનવધર્મસભા**-આ સંસ્થાની હકિકત પ્રસ્તુત લેખમાં પૃ. ૧૮ થી ૨૨ માં આપી છે.

**કંડિકા. ૪:** દરેક જીવનચરિત્ર લખનારમાં શોધ, સત્ય, વિવેક અને વર્ણનશક્તિ એ ચાર ગુણ હોવા જોઇએ. આમાંના છેલ્લા ત્રણ મહિપતરામનામાં છે, પણ શોધ જોઇએ તેટલે દરજ્જે નથી. એમાં બધો દોષ મહિપતરામનો નથી. દુર્ગારામના ઘણા ઓળખીતા હયાત નથી, અને હયાત હશે તે પોતાની મેળે હકીકત મોકલે એવા નથી. વળી આપણામાં બીજાનો હેવાલ નોંધી રાખવાની ટેવ જ નથી. લખીને ખબર માગીએ, તો સુધરેલા કહેવાતામાંના પણ થોડા જ લખી મોકલે. માટે ગમે તેવો અધૂરો હોય, તો પણ મહિપતરામનો પરિશ્રમ સ્તુત્ય છે.

**નિરૂપણ**—લખાણ. **ગઇ વેળા**—કરસનદાસના જીવનના વિવેચન વખતે. **શોધ**—આ ગુણ સૌથી પહેલો જોઇએ. કારણ કે બાકીના ત્રણ ગુણો તો મેળવેલી હકીકતને યોગ્ય રીતે ગોઠવવામાં જ કામના છે. ચરિત્રનાયકનું માનસ બાળપણમાં અને યૌવનમાં કેવી રીતે ઘડાયું અને કેવી રીતે વિકાસ પામ્યું તથા ત્યાર પછીથી કેવા કેવા પ્રસંગો બન્યા કે જેથી ચરિત્રનાયક મહાપુરુષ બની શક્યા, એ અને એવી બીજી બાબતો વિષે લેખો, પુસ્તકો અને સંબંધીઓ દ્વારા હકીકત મેળવવી જોઇએ. આ ગુણને નવલરામ શોધ કહે છે. **સત્યતા**—વસ્તુસ્થિતિ જેવી હોય તેવી કોઇને વિષે પક્ષપાત અથવા દ્વેષબુદ્ધિ રાખ્યા વિના ગુણ દોષ બીલકુલ છુપાવ્યા સિવાય વર્ણવવું તે.

**વિવેક**—જીવનના અનેકાનેક પ્રસંગોમાંથી એવા પ્રસંગો વીણી કહાડવા જોઇએ કે જેથી ચરિત્રનાયકનું માનસ તથા ચારિત્ર્ય સ્પષ્ટપણે સમજાય. બીજા બીન જરૂરી પ્રસંગો છોડી દેવા જોઇએ. આ પ્રમાણે ચરિત્ર નિરૂપણને આપેલી વિગતોમાંથી કઇ કઈ ઉપયોગી છે અથવા નથી એ પારખવું તેનું નામ વિવેક. **વર્ણનશક્તિ**—ચૂંટી કહાડેલી વિગતો એવા સ્વરૂપમાં, એવા ક્રમમાં, અને એવા ભાષાના ઓપ સાથે મૂકવી જોઇએ કે જેથી વાંચનારને પુસ્તક આકર્ષક થાય તથા વાંચીને તેમાંથી પ્રેરણા મળે.

**પૃ. ૧૨. આકાર ઘડતી વખતે**—હકીકતો પુસ્તકના રૂપમાં

ગોઠવતી વખતે. **પહેલી બાબતમાં**–શોધમાં. **પાછલા ગુણો**–સત્યતા, વિવેક અને વર્ણનશક્તિ. **તર્કથી**–ખરૂં ખોટું પારખવાની વિચારશક્તિથી. **સવિસ્તર**–વિસ્તાર સહિત. તૃતીયા તત્પુ. સમાસ. **બેશક**–નથી શક જેમાં. નઞ્ બહુવ્રીહિ. શંકા સિવાયની, ચોક્કસ. **બીજો**–મહિપતરામ સિવાય બીજો. **સુધરેલા કહેવાતા**–નવલરામ પોતે સુધારક હતા, એમને પોતાને ખબર હતી કે કેટલાક લોકો સગવડને ખાતર પોતાને સુધરેલા કહેવડાવતા. દેશનું હિત કરવા ખાતર કંઇ એમણે સુધારો ગ્રહણ કર્યો નહોતો. 'કહેવાતા' શબ્દમાં એ કટાક્ષ છે. **રુચિ તથા અવકાશને અનુસરીએ**–એમને વખત હોય ત્યારે, એમને ગમતી રીતે વાત પુછીએ. **સાધના**–ધારેલું મેળવવાનો પ્રયત્ન. 'જાતે જઇ તેમની રુચિ તથા અવકાશને અનુસરીએ, તજવીજથી વારંવાર તે વાત કાઢીએ.' **તજવીજથી**–યુક્તિથી, સભાળપૂર્વક. **પંડે**–જાતે.

**પૃ. ૧૩. તેથી જ......ગણાય છે.** ચરિત્રના લખનારને ચરિત્રના નાયક વિષે ખાસ પૂજ્યભાવ હોવો જોઇએ, કારણ કે સારું જીવનચરિત્ર લખવામાં પુષ્કળ શોધખોળ અને મહેનતની જરૂર છે. તે મહેનત જેનામાં પૂજ્યભાવ હોય તે જ બરાબર કરી શકે. **નિરૂપક**–ચરિત્રનો લખનાર. **નિરૂપ્ય**–જેનું ચરિત્ર લખવામાં આવ્યું છે તે. **ગુરુભાવ**–વડિલભાવ, પૂજ્યબુદ્ધિ.

**કણ્ડિકા. ૫.** કોઇ મહાપુરુષનું ચરિત્ર લખાતું હોય ત્યારે તે મહાપુરુષના સંબંધીઓએ એના વિષેની પોતાની જાણની સઘળી માહિતી લેખકને મોકલવી જોઇએ. સ્થૂલ શ્રાદ્ધ કરતાં આ શ્રાદ્ધ વધારે ચઢતી કોટિનું છે.

**શ્રાદ્ધ**—હિંદુઓમાં એવો રિવાજ છે, કે મરનારની મરણતિથિને દિવસે તથા ભાદરવા માસના કૃષ્ણપક્ષમાં વિદેહ પિતૃઓને સંભારવા અને તેમને અમુક ધાર્મિક ક્રિયા કરીને પિંડ આપવો. આને શ્રાદ્ધ કહે છે. આ રિવાજનો હેતુ એવો લાગે છે કે, પિતૃઓનું સ્મરણ કરી તેમનાં સત્કાર્યો પ્રમાણે વર્તવા, તથા તેથી આગળ વધવા પ્રયત્ન કરવો.

અહિં નવલરામ, જૂદા જ પ્રકારનું શ્રાદ્ધ સમજાવે છે. ભાતના ગોળાને ઠેકાણે મરનારના સંબંધમાં જાણીતી વિગતો, મરનારનું જીવનચરિત્ર લખનારને પૂરી પાડવી એ ખરો પિંડ. કારણ કે એ જીવનચરિત્ર વાંચવાથી મરનારને ઘણા લોકો, ઘણા વખત સુધી સંભારશે અને તેનો દાખલો લઈને વર્તશે.

**કંડિકા** ૬. દુર્ગારામનું બાળજીવન તથા દુર્ગારામના મનમાં સુધારાનાં બીજ ક્યારે અને કોણે રોપ્યાં. આ બે મુદ્દાઓ આ કંડિકામાં આપવામાં આવ્યા છે.

**બ્રાહ્મણવૃત્તિ**—ગોરપદું. બ્રાહ્મણ તરીકેનો ધંધો. કર્મકાંડ ઇત્યાદિ. **વાણીઆઈ ભણતર**—વ્યવહારમાં ઉપયોગી ભણતર. જે ભણતરથી વાણીઆની ગુમાસ્તી મળે અને પરિણામે સ્વતંત્ર વેપાર ધંધો ખેડી શકાય. **ગુમાસ્તી લખાઇ**—ગુમાસ્તા તરીકે પગાર બંધાયો. **સોળ વર્ષની ઉંમરે**......મહિપતરામે લખેલા જીવનચરિત્રમાં કઇ કઈ બાબતો સંબંધે પૂરતી શોધની ખામી છે તે. (૧) દુર્ગારામને મુંબાઈ જવાની સલાહ કોણે આપી. (૨) તે વખતે એમના પિતા જીવતા હતા કે કેમ? (૩) મુંબાઇમાં ભણાવનાર કોણ હતું? (૪) સુધારાનાં બીજ કોણે રોપ્યાં? (૫) બાલગંગાધર શાસ્ત્રીના નામનો અભાવ. (૬) મહાન શિક્ષક તરીકે દુર્ગારામનું પુરતા વિસ્તારથી વર્ણન થયું નથી. (પૃ. ૧૫) મધુરીના પ્રસંગ સંબંધે પૂરતી માહિતીનો અભાવ છે. (પૃ. ૧૭.)

**પૃ. ૧૪. ખસૂસ**—ખાસ કરીને. **એના હાથ નીચે**—બાળગંગાધર શાસ્ત્રીના હાથ નીચે. **દુર્ગારામના આત્મામાં**...પ્રફુલ્લિત થયો. સુધારાને વૃક્ષનું રૂપક આપ્યું છે. મુંબાઇમાં બાળગંગાધર શાસ્ત્રીએ સુધારાનો બોધ કર્યો, એ બીજ અથવા કલમ. જમીન તે દુર્ગારામનું પોતાનું માનસ—માનસિક બંધારણ: દુર્ગારામ સ્વભાવે સુધારાના વિચારોને અનુકૂલ હતા. **પ્રફુલ્લિત**—ફૂલેલો ફાલેલો—વૃક્ષ તરીકે. **પૃચ્છક**—પૂછનાર, બુદ્ધિમાં ન ઉતરે એવી ચીજો વિષે શંકા ઉઠાવનાર.

**અમે સ્વભાવ બળને...જરૂર છે.** મહીપતરામનો અભિપ્રાય એવો છે કે દુર્ગારામના મનમાં સુધારાના વિચાર પોતાની મેળે પોતાના અનુભવ ઉપરથી ઉત્પન્ન થયા. નવલરામ આ મતમાં અર્ધ સત્ય જુએ છે. દુર્ગારામના સ્વભાવનું બંધારણ એવું હતું કે એ પૃચ્છક અને વહેમ રહિત થાય, પણ એ પ્રસુપ્ત સ્વભાવશક્તિને જગાડનાર કોઇ બીજું બળ હોવું જોઇએ. એ બળ તે મુંબઇમાં બાળગંગાધર શાસ્ત્રીનો સંબંધ એમનો યોગ ન થયો હોત તો કદાચ દુર્ગારામમાં સ્વભાવથી રોપાએલા સુધારાના વિચારનાં બીજ ખીલવા ન પામ્યાં હોત. **જો એ નાગર બ્રાહ્મણ...ઊઠત જ.**–ગુજરાતમાં સુધારા કરવાની શરૂઆત દુર્ગારામ મુંબઇ જઇ આવવાને લીધે જ વહેલી થઇ. આજુબાજુનું દેશનું વાતાવરણ બદલાવા માંડયું હતું; એટલે બીજે કોઇ રસ્તે ગુર્જરાતમાં સુધારાના વિચાર ફેલાવવાના વિચાર આવત, એ વાત ખરી પણ જો કુળનો ગોરપદાનો ધંધો કરીને બાકીનો વખત બીજા નાગર બ્રાહ્મણોની માફક પોતાના રહેઠાણના ચકલામાં ગપ્પાં હાંકવામાં કાઢવાનું દુર્ગારામે રાખ્યું હોત, તો દેશને એક ગેરલાભ થાત–દેશમાં સુધારાના વિચાર મોડા આવત. દુર્ગારામનું સ્વાભાવિક વલણ બુદ્ધિમાં ન ઉતરતી બાબતો વિષે સવાલ ઉઠાવી જ્ઞાન મેળવવાનું–તર્કથી સિદ્ધ થતી વસ્તુઓ જ સ્વીકારવાનું હતું, એ વાત ખરી, પણ જો મુંબઇ ન ગયા હોત તો દુર્ગારામ દેશમાં સુધારાનો પોકાર ઉઠાવી શકત કે કેમ એ શંકા છે. વળી એ પોકાર દુર્ગારામને હાથે ઉઠત કે બીજાને હાથે, તે પણ શંકા છે.

**કંડિકા ૭,** દુર્ગારામની શિક્ષક તરીકેની મહત્તા અહીં બતાવી છે. કેવા કેવા વિષયો, કેવી પદ્ધતિથી, કેટલી સંપૂર્ણતાથી શિખવાતા તે કહ્યું છે. દુર્ગારામના વ્યક્તિત્વની અસર એમના શિષ્યોમાં સ્પષ્ટ જણાય છે. દુર્ગારામ ‘ ગુજરાતના લ્યુથર ’ હો કે ન હો, પણ ‘ ગુજરાતના આર્નોલ્ડ ’ તો એ હતા જ.

**મહેતાજી નામને...કર્યું**–શિક્ષકના ધંધાનું ગૌરવ વધાર્યું, એવું સૂચન છે. **પરિપક્વ**–સર્વ પ્રકારે પાકટ.

**પૃ. ૧૫ એમના હાથ......મરી ગયાં નથી.**—દુર્ગારામે પોતાના શિષ્યોમાં આટલા ગુણનાં બીજ રોપ્યાં હતાંઃ–પરિપક્વ બુદ્ધિ, વિચાર કરવાની ટેવ, ઠરેલપણું અને ઉત્સાહ. **ગુજરાતના લ્યુથર**—'સાહસે લ્યુથર તે થયો પોપની સામે.'–એ માર્ટિન લ્યુથરે રોમન કેથોલિક ધર્મમાં ચાલતા વહેમ અને અનાચાર સામે જર્મનીમાં પોકાર ઉઠાવ્યો. એના પડઘા સમસ્ત યુરોપ ખંડમાં પડયા. લાંબે ગાળે એને પરિણામે રોમ નગરમાં રહેતા પોપથી સ્વતંત્રપણે દેવળોનો વહીવટ કરનારી 'પ્રોટેસ્ટંટ' નામની મોટી ખ્રિસ્તી ધર્મની શાખા થઇ. માર્ટિન લ્યુથરની માફક દુર્ગારામે ગુજરાતમાં સુધારાનો પોકાર ઉઠાવ્યો ખરો. પણ એની માફક એ એના પ્રથમ ઉત્પાદક ન હતા; તેમ તેમના કામની અસર ગુજરાત બહાર હિંદના બીજા પ્રાંતોમાં પસરી ન હતી. એટલે નવલરામની વિવેક બુદ્ધિને 'ગુજરાતના લ્યુથર' એ વિશેષણ વધારા પડતું લાગે છે. પણ **'ગુજરાતના આર્નોલ્ડ'** એ વિશેષણ એમને પુરૂં બંધ બેસતું છે. એ પણ એ કબુલ કરે છે. ઈંગ્લંડની રૂગ્બીની નિશાળનો થોમસ આર્નોલ્ડ (પ્રખ્યાત કવિ–વિવેચક મૅથ્યુ આર્નોલ્ડનો પિતા) પ્રખ્યાત મહેતાજી થઇ ગયો. ઈંગ્લાંડમાં એની નિશાળ બહુ વિખ્યાત હતી. સૌ લોક પોતાનો છોકરા ત્યાં ભણે એમ ઇચ્છતા. એના શિષ્યો 'પૃચ્છક' નીવડતા. એનું મોટું જીવનચરિત્ર ઈંગ્રેજી ભાષામાં લખવામાં આવ્યું છે. આ પદ દુર્ગારામ મહેતાજીને પુરેપુરૂં બંધ બેસતું છે, એમ તેમના શિષ્ય નવલરામનો દૃઢ અભિપ્રાય છે. પણ પાછળથી એમનું મન સુધારાની વાતોમાં વધારે પડયું એટલે એમનું 'આર્નોલ્ડપણું' ગૌણ બની ગયું.

**પૃ. ૧૬ કણ્ડિકા ૮.** ઇ. સ. ૧૮૩૦ થી ૧૮૩૮ સુધી દુર્ગારામે એમનો ખાનગી અભ્યાસ પુષ્કળ વધાર્યો. તે દરમિયાન સુધારક તરીકે એ જાણીતા થયા ન હતા.

**કણ્ડિકા ૯.** ઇ. સ. ૧૮૩૮ માં હિંમતથી, જુસ્સાથી અને શાંતિથી વિધવાવિવાહનો પોકાર દુર્ગારામે ઉઠાવ્યો; ત્યારે લોક એમની

કેવી મશ્કરી કરતા, તથા સાધુઓ એમને કેવા અપવિત્ર ગણતા તે અહીં કહ્યું છે. છતાં એમનો ઉદ્યોગ જરાએ નરમ પડ્યો નહિ. બીજા કોઇ વક્તાએ એટલા થોડા વખતમાં આટલી અસર કરી નથી.

**વિરહ દુઃખ વેઠવાથી**—વિધુર અવસ્થામાં પોતાને પડતી અડચણોને લીધે. **નાતરૂં**–પતિ ગુજરી જાય, કે છુટા છેડા કરે ત્યારે સ્ત્રી પુનર્લગ્ન કરે તેને માટે વપરાતો જૂનો શબ્દ. આ શબ્દમાં ઉચ્ચ કહેવાતી કોમોમાં પાછળથી હીણપદનું સૂચન થાય છે; એટલે મશ્કરી તરીકે પુનર્વિવાહને બદલે આ શબ્દ વાપરવામાં આવે છે. શિષ્ટ પુરૂષો વિધવા વિવાહને માટે 'નાતરૂં' શબ્દ વાપરતા નથી.

**અબોટ**—( બોટવું–ભોજન અશુદ્ધ કરવું, અભડાવવું ) ગાયના છાણથી લીંપી જમીનની અશુદ્ધિ દૂર કરવી તે.

**કણ્ડિકા ૧૦.** ઇ. સ. ૧૮૪૩ માં મહેતાજીએ એક કન્યા જોડે ફરી લગ્ન કર્યું. તે વેળા એવી શરત કરી કે પુનર્વિવાહનો બોધ કદી જાહેરમાં કરવો નહિ. આનો બચાવ થાય એમ નથી. 'મધુરી' નામની ડુંગરપુરા નાગરની વિધવા મહેતાજીને પરણવા તૈયાર હતી, એને એ ન પરણ્યા તેમાં એમનો દોષ હતો એ ચોક્કસ કહેવાય એવું નથી. પણ કન્યાનાં માબાપ જોડે એમણે જે મહાભારત શરત કરી તે ખોટું કર્યું, એ નિઃશંક છે.

**કન્યાને......આપી દીધી.** લગ્ન વખતે વર પક્ષ તરફથી કન્યાને જે જણસભાવ એની પોતાની મીલ્કત તરીકે આપવામાં આવે તે–'સ્ત્રી ધન'. આ જણસો ઉપર જેમ સ્ત્રીનો અખતિયાર રહે તેમ દુર્ગારામે પોતાની વાણીની સ્વતંત્રતા ઉપર પત્નીનો અંકુશ સ્વીકાર્યો; માટે જણસોની માફક જીભ પલ્લામાં આપી એમ કહ્યું છે.

**પૃ. ૧૭ પરમાર્થ**—પરાર્થ. લોકકલ્યાણ. **દુરસ્ત**–જેવું જોઇએ તેવું; વ્યાજબી.

**કણ્ડિકા ૧૧.** સાસરિયાંની શરત પાળવા શૂર સુધારક દુર્ગારામે પોતાનો ઉત્સાહ સંસાર સુધારાની દિશામાંથી વાળીને ધર્મ-

સુધારાના ઉદ્યોગમાં રેડયો, અને ઇ. સ. ૧૮૪૨ માં પુસ્તક પ્રચારક મંડળી અને ઇ. સ. ૧૮૪૪ માં માનવધર્મ સભા સ્થાપી.

**પૃ. ૧૮ 'પુસ્તક પ્રસારક મંડળી'**—ઇ. સ. ૧૮૪૨ માં દુર્ગારામે મુંબઇથી લીથો (શીલા) છાપખાનું આણ્યું અને 'પુસ્તક પ્રચારક મંડળી' નામે મંડળના આશ્રય નીચે છપાએલાં પુસ્તકો વડે લોકોમાં જ્ઞાન ફેલાવવાનો ઠરાવ કર્યો. સર ચાર્લ્સ મેટકાફે છાપખાનાની સ્વતંત્રતાનો કાયદો ૧૮૩૫ માં પસાર કર્યો હતો; તો પણ સુરતના ડીસ્ટ્રીકટ મૅજીસ્ટ્રેટે પરવાનગી ન આપવાથી મહેતાજીને શહેર બહાર આ છાપખાનું કાઢવું પડયું હતું. માનવધર્મ સભાના કામકાજનો હેવાલ અને પોતાની રોજનીશી લખવા ઉપરાંત "વિજ્ઞાનનું પુસ્તક" લખીને વિજ્ઞાનના વિષય પર ગુજરાતીમાં પુસ્તક લખવાનો પોતે પ્રારંભ કર્યો.–(કૃ. મો. ઝવેરીના આધારે.)

**કણ્ડિકા ૧૨–૧૫.** માનવધર્મ સભાના કાર્યની વિગતવાર નોંધ અહીં લીધી છે. દુર્ગારામ એ સંસ્થાના પ્રાણરૂપ હતા. 'પાંચ દદ્દા' માંથી બે દાદોબા અને દુર્ગારામ જ રહ્યા; તો પણ બધું બોલનાર, કરનાર અને નવા નવા મુદ્દા ઉઠાવનાર તો દુર્ગારામ જ હતા. દુર્ગારામના વિચાર ઘણા ઠરેલ વિશાળ અને પ્રૌઢ હતા. બોધ કરવાની શૈલી ગંભીર, રસિક અને વખતે ચતુરાઇ ભરેલી હતી. સુધારા માટે એમનો ઉત્સાહ એવો તો હતો કે પાત્રનો વિચાર કર્યા વિના જ જે મળે તેને બોધ કરવા મંડી જતા.

**પૃ. ૧૯ કણ્ડિકા ૧૩. પ્રાર્થના સમાજ**—આપણા પ્રસિદ્ધ કવિ–વિવેચક નરસિંહરાવભાઇના પિતા. રા. બા. ભોળાનાથ સારાભાઇએ 'ભદ્રંભદ્ર' તથા 'રાઇનો પર્વત'ના વિદેહ લેખક સર રમણભાઇના પિતા, રા. સા. મહીપતરામ રૂપરામની સાથે મળીને 'પ્રાર્થના સમાજ' ઇ. સ. ૧૮૭૧ માં સ્થાપી. આ પ્રાર્થના સમાજના અનુયાયીઓ પરમેશ્વરની મૂર્તિની આરાધનાને બદલે તેના અમૂર્ત સ્વરૂપની આરાધના કરે છે. 'ભક્તિનું શુદ્ધ સ્વરૂપ તે ઇશ્વરની આરાધના' એવું

એમનું સૂત્ર છે. ઇશ્વર એક છે, એના વિના બીજો કોઈ દેવ નથી. તે સર્વજ્ઞ, સર્વવ્યાપી, સર્વશક્તિમાન, ન્યાયકારી અને કરૂણામય પરમ પવિત્ર છે.—એવું તેઓ માને છે. મુંબાઇ તથા અમદાવાદની પ્રાર્થના સમાજ અને કલકત્તાની બ્રાહ્મ સમાજ સર્વ વાતે ઘણી ખરી એક જ છે. ફેર એક છે;–બ્રાહ્મ સમાજે જાતિભેદ કાઢવાનું શરૂઆતથી જ માથે લીધું. પ્રાર્થના સમાજી આ પ્રશ્નથી દૂર રહ્યા.

**પણ જબરી જીભે**—(૧) મહેતાજી જ્યાં જાય ત્યાં, જે મળે તેને સુધારાની–માનવધર્મ સભાની વાતો કરતા. તેથી આ જાદુકપટ નિર્ણયની સભા ભરાવાની છે, એ હકીકત મહેતાજીની જબરી જીભે સઘળે ઠેકાણે ફેલાવી હતી. (૨) મહેતાજી સો સો જાહેર ખબરો છપાવીને વાતને પ્રસિદ્ધિ આપે તેથી વિશેષ પ્રસિદ્ધિ આ વિષયની લોક ચર્ચાએ–લોકની જબરી જીભે–એ વાતને આપી હતી.

**પૃ. ૨૧ મંત્રશાસ્ત્રી**—કોઇ દેવ દેવીની આરાધનાના મંત્ર જપીને તેના છુપા બળ વડે ચમત્કાર કરી દેખાડનાર. **ભરમ**–વગર વિચારે સ્વીકારી લીધેલી ખોટી માન્યતા.

**કણિકા ૧૫. નાસ્તિક—ન અસ્તિ** એમ માનનાર. ઇશ્વર નથી એમ માનનાર. ધર્મ સંબંધી રૂઢ વિચાર ધરાવનાર, અજ્ઞાન લોક જુદા જુદા દેવ દેવીઓને નહિ માનનાર, પણ સર્વોપરિ એક ઇશ્વરને માનનારને પણ 'નાસ્તિક' કહે છે.

**વિલક્ષણ**–અસાધારણ.

**પૃ ૨૨ પંથ**—ધર્મનો પંથ. **આચાર્ય**–ધર્મગુરુ. **એ વેળા ......હતું**–આટલી નાની ઉમરે લોકમાં આટલો બધો ખળભળાટ ઉપજાવ્યો, એ ખંત, ઉત્સાહ અને ચતુરાઇ ખરેખર પ્રશંસનીય છે.–( કૃ. મો. ઝવેરીના આધારે. ) **સ્પષ્ટવક્તા**–પોતાનો ધારેલો અર્થ સ્પષ્ટ શબ્દોમાં કહેનાર. ( નિયમો ) નવલરામ એવું સૂચન કરે છે કે ઝગડાથી દૂર રહેવા માટે પ્રાર્થના સમાજના સ્થાપકોએ નિયમોમાં કેટલુંક અસ્પષ્ટપણું રાખ્યું છે, તેવી બ્હીક દુર્ગારામે રાખી ન હતી.

**પૃ. ૨૦ વલવલતા કોડ**–તળપદા અર્થવાહી શબ્દનો નમુનો. ગુજરાતી ગદ્યના વિકાસ માટે નવલરામે એકલી સંસ્કૃત કે ફારસીની મદદ લીધી નથી. **ખંતીલા**–ધીરજ રાખી મહેનત કરનાર. **હોંસીલા**–ઉમંગી; ઉત્સાહી. **આવેશી**–લાગણીભર્યા જુસ્સાવાળા. **જડમૂળ**–એક જ અર્થના બે શબ્દોનું જોડકું; એને, 'પર્યાય દ્વન્દ્વ' કહે છે. દા. ત. વાટ, પંથ. વનવગડો, પૈસોટકો, ટોળટીખળ, કાદવકીચડ, ધનદોલત, ચાડીચુગલી,. **આંધળી શ્રદ્ધા**–'Blind faith'નું ગુજરાતી ભાષાન્તર. **ગુજરાતમાં સુધારાનું......રહ્યાં નથી**.–પોતાનો અર્થ પુરેપુરો સ્પષ્ટપણે સમજાવવા આવાં સરળ રૂપકો નવલરામ ઘણી વેળા વાપરે છે. **પાંગરવું**–બીજમાંથી ફણગો ફૂટવો. સુધારો હજી બાલ્યાવસ્થામાં તો હતો જ. પણ પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય જ.

**કણ્ડિકા ૧૪. વ્યવહારી પ્રત્યક્ષ ફળ**–સામાન્ય લોક જોઈ શકે, સમજી શકે એવું પરિણામ. **સૉ જાહેર ખબરથી**.

**કણ્ડિકા ૧૬.** પહેલી બે કણ્ડિકામાં કોનાં જીવનચરિત્ર શા માટે લખવાં જોઇએ તે ચર્ચા કરીને વિવેચનના વિષયનું–પુસ્તકનું ઓળખાણ આપ્યું. પછી જીવનચરિત્રોમાં શું જોઇએ એ ગુણોની ચર્ચા કરી લેખકના જીવનની લગભગ સ્વતંત્ર ચર્ચામાં નવલરામ ઉતરી પડ્યા હતા. તે હવે પાછા પુસ્તક તરફ આવે છે. અહીં પુસ્તક વિષેનો અભિપ્રાય આપી સુધારાના, ધર્મના, અધ્યાત્મના, વિદ્યાના તથા રાજા અને પ્રજાના ધર્મના વિષયોમાં રસ લેનાર સૌ કોઇ દુર્ગારામનું–ઇંગ્રેજી ભણ્યા વિના સુધારાની બાબતમાં પરિપક્વ વિચાર પામનાર દુર્ગારામનું જીવનચરિત્ર વાંચે એવી નવલરામ ભલામણ કરે છે.

**ઇંગ્રેજી ભણ્યા......ભૂલી જશે**–સુધારાના હિમાયતી હોવા છતાં ઇંગ્રેજી કેળવણીનો વધારા પડતો પક્ષપાત નવલરામ કરતા નથી. એમની વિવેકબુદ્ધિ તિક્ષ્ણ છે, સૌને સરખો ન્યાય કરવાવાળી છે. ચાલુ જમાનાના વલણ ઉપર કટાક્ષ છે.

પૃ. ૨૩. **સંક્ષિપ્ત**—ગૂઢ વિશાળ અર્થથી ભરેલો હોવા છતાં ટુંકાણમાં થોડા શબ્દોમાં સમાવેલા. **વ્યંજક**—સૂચવનાર.

## સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી

સુપ્રસિદ્ધ 'સરસ્વતી ચંદ્ર' ની કથાના લેખક શ્રી. ગોવર્ધનરામ એમના જીવન દરમિયાન જ મહાપૂજાનું પાત્ર થઈ પડયા હતા. હાલ પણ એમને વિષે આદર રાખનાર ઘણા—પહેલાં કરતાં ઓછા—છે. એ મહાપુરૂષ અને નરસિંહરાવભાઇને લાંબો સંબંધ હતો. તે દરમિયાન નરસિંહરાવભાઇએ એમને જેવા જોયા તેવા અહીં ચીતર્યા છે: એમના સદ્‌ગુણ તથા સદ્‌ભાવ બતાવ્યા છે; તેમ જ મનુષ્યની સાધારણ નબળાઇઓ પણ બતાવી છે. મનુષ્યોના માનસની વિચિત્રતા જોઈ 'કૂટસ્થ' નરસિંહરાવભાઇને ઘણી વાર રમૂજ આવે છે. આ લેખમાં ગોવર્ધનરામનું માનસ પોતાની દૃષ્ટિએ એમણે ઝીણવટથી તપાસ્યું છે.—'ગોવર્ધનભાઇ' વિષે સ્નેહયુક્ત આદર થયો, ત્યાંથી માંડીને 'લોકસંઘથી અજાણ્યા ઊંડા સૌજન્ય' ના દાખલાઓ વડે લેખ સમાપ્ત કરે છે અને 'અમોલા બન્ધુ સમ મિત્ર'ને સંભારે છે. વચ્ચેના ભાગમાં જણાવે છે કે ગોવર્ધનરામ સ્વેચ્છાથી માની લીધેલી ભાવનાને વશ વર્તતા. એમની ચાલ તે એક ઉત્સાહમૂર્તિની હતી. છતાં એમની ભાષામાં કોઇ વાર ગ્રામ્યતા આવતી. કાવ્ય—રસની પરીક્ષામાં સમગ્ર દર્શન કરતાં અવયવ દર્શન એ વધારે સહેલાઇથી મન;સુખરામ આદિ વડીલોના પ્રેમથી એમનામાં વડીલભક્તિ અને વડીલભક્તિની કદર સારી હતી. પણ એમના અભિપ્રાય ભાવનાઓથી રંગાતા; એટલે વિધવાનાં દુઃખોનું એક પાસું જોઈ શકયા, પણ બીજું ન જોઈ શકયા. અને એ બીજું પાસું બતાવનાર કાવ્ય 'ફસી પડેલી વિધવા'ની યોગ્ય કદર ન કરી શકયા. વિશાળ હૃદયવાળા હોઈ, ગોવર્ધનભાઇ, નરસિંહરાવને દર અઠવાડિયે મુંબાઇમાં મળવા જતા. ગોવર્ધનરામ એવા આત્મનિમગ્ન હતા અને સ્મિતમય મુખ અને સ્મિતમય હૃદય રાખી એવા વાત કર્યે જ જતા કે સામા માણસની

ધીરજનો એમને ખ્યાલ જ ન રહેતો. ગોવર્ધનભાઈ જરા કાચા કાનના હતા, એ વાત ભીમરાવ તથા વરજભાઇના પ્રસંગોથી જણાય છે. એ કેટલીક વખતે વધારો પડતું મુરબ્બીપણું અસ્થાને દેખાડતા, કોઇ વાર બીજાની સ્વતંત્રતાને ભોગે પોતાનો કક્કો ખરો કરાવવા મથતા, અથવા બીજાને દબાવી રાખી પોતાનું માન જળવાવા પ્રયત્ન કરતા. એમની શ્રવણશક્તિ તીવ્ર ન હતી–સંગીતની એમને ઝાઝી કદર ન હતી. બીજાઓને હાથે માન પામવાના અભિલાષી હતા. પોતાના અભિપ્રાયના સમર્થન માટે દૂષિત તર્કનો પણ ઉપયોગ કરતા. ગોવર્ધનરામભાઇના વર્તનમાં થએલા આ ફેરફારનું કારણ સમજાતું નથી. જીવન દરમિયાન મળેલું ઉચ્ચ સ્થાન સ્વાભિમાનનું પોષક થયું હશે? ગમે તેમ હો, પણ એમના હૃદયમાં ઊંડે ઊંડે સૌજન્ય વિરાજતું હતું એ સિદ્ધ છે. એના સ્વભાવમાં ઘણી વિષમતા હોવા છતાં એમની મિત્રતાને બિલકુલ આઘાત પહોંચ્યો ન હતો.

**પૃ. ૨૪ કણ્ડિકા ૧** ‘વસન્ત’ માસિકે ગોવર્ધન–સ્મારક અંક કાઢેલો ત્યારે રા. નરસિંહરાવે આમાંની જ ઘણી હકીકતો આપતો લેખ તેમાં લખેલો. તે વાંચી ઘણા જણ અપ્રસન્ન થયા હતા. છતાં પોતે એ જ વિષય જરા જુદી રીતે અહીં ફરીથી છેડે છે. એક બ્હેરા રસોઇઆના દૃષ્ટાંત વડે એમ કરવામાં પોતાનું દૃષ્ટિબિન્દુ શું છે તે લેખક સ્પષ્ટ કરે છે.

**ગોવર્ધનભાઈ**—આ ઉલ્લેખ વડે લેખક ગોવર્ધનરામ વિષેનો પોતાનો ‘સ્નેહયુક્ત આદર’ વ્યક્ત કરે છે. **અન્ય પ્રસંગે**–‘વસંત’ ના ગોવર્ધન સ્મારક અંકમાં. **વિદ્યાવ્યાસંગવાળો**–જ્ઞાનનો રસિયો. કોઈ સંત સંન્યાસીના પ્રસંગને લીધે વેદાન્ત જ્ઞાનના રસિયા, સાધારણ કોટિના માણસો આપણા સમાજમાં ઘણીવાર જોવામાં આવે છે. **સર્વાંશે**–પુરેપુરૂં. **અલ્પાંશે**-થોડુંક, થોડે ભાગે. **બધી સામગ્રી... છે.**–સ્મારક અંકમાં. **હું પણ બહેરો જ થઇશ**–લોકના અભિપ્રાયની દરકાર વિના મને જે સત્ય જણાયું છે તે રજુ કરીશ. **તાન**

**પ્રતિ નૈષ યત્નઃ**।–તેમને વાસ્તે આ યત્ન–આ લેખ નથી. **કૌમુદીસ્નાન કરાવશે**–(વ્યંગ્યાર્થ) કઠણુ વચન સંભળાવશે.

**પૃ. ૨૫ કણ્ડિકા ૨.** કૉલેજમાં નવા જોડાનાર–લેખકને ગોવર્ધનરામનું પ્રથમ દર્શન.

**કુતુહલ**—જિજ્ઞાસા, નવાઈની બુદ્ધિ. **સ્નેહયુક્ત આદર**–ગોવર્ધનરામ નરસિંહરાવ કરતાં ચાર વરસે મોટા, અભ્યાસમાં આગળ માટે આદર–માનબુદ્ધિ; છતાં મિત્રભાવ હતો, માટે સ્નેહ.

**કણ્ડિકા ૩.** ગોવર્ધનરામ સ્વેચ્છાથી માની લીધેલી ભાવનાને વશ વર્તતા, એ વૃત્તિનું બીજ બતાવતો પ્રસંગ.

**સંપર્ક**—સંબંધ. **સનિયમ**–ગણિતના નિયમોપૂર્વક. **મનની ઘટના**–મનનું બંધારણ; માનસ. **અન્વેષણ**–શોધ, સંશોધન. **જુદા પ્રકારનો માર્ગ આદરનારી**–પહેલાંના સામાન્ય અનુભવ ઉપરથી પરિણામ આગળથી કલ્પી લેનાર. **અસંભવિત......આપતા હતા** શંભુપ્રસાદે પૂછેલા હિસાબના જવાબમાં બહુ લાંબા અપૂર્ણાંક આવતા હતા. તેથી જવાબ વિશેષ વિચિત્ર, અસંભવિત, ખોટો છે એમ ગોવર્ધનરામને લાગ્યું. **સ્વેચ્છાથી**–નિયમોને આધારે નહિ, પણ પોતાની કલ્પના મુજબ. **ભાવના**–વિચાર, 'શું હોવું જોઇએ.' એ વિચાર. **અનાધાર**–આધાર સિવાયની; કલ્પના મુજબની. **તેના ઉપર**–એ ભાવના ઉપર. **ભાવ પ્રવૃત્તિ**–હૃદયની લાગણીઓ. મનની કલ્પનાઓ અનુસાર પ્રવૃત્તિઓ. સનિયમ તર્કપૂર્વક–વિચારપૂર્વક–નહિ કરેલી તેવી પ્રવૃત્તિઓ (૨) ભાવોની પ્રવૃત્તિ, લાગણીઓનું વહન. **સ્વરૂપ**–માની લીધેલી ભાવનાને વશ વર્તવું એ સ્વરૂપ.

**કણ્ડિકા ૪.** પદવીદાન સમારંભમાં ૧૮૭૫ માં નવા બી. એ. થયેલા ગોવર્ધનભાઇને જોઈ સ્વજન તરીકે લેખકને થએલો આનંદ.

**પ્રતિષ્ઠિત મંડળ**—પદવીદાન સમારંભમાં ન્હોતરવામાં આવેલાં આબરૂદાર બાનુઓ અને ગૃહસ્થો. **ચોબ**–Mace, ગદા.

**પૃ. ૨૬. એલ**—આ કણ્ડિકામાં પદવીદાન સમારંભ તરફ કટાક્ષવૃત્તિથી લેખકે જોયું છે. **મુકુર**—દર્પણ; સ્મરણરૂપી દર્પણ. ગુજરાતના મહાજનો વિષે પોતાના સ્મરણમાં કોતરાઈ રહેલા પ્રસંગોની લેખમાળા નરસિંહરાવે 'સ્મરણ મુકુર' એ નામ આપી પ્રસિદ્ધ કરી છે.

**કણ્ડિકા ૫.** ગોવર્ધનરામે નરસિંહરાવનાં નવાં કાવ્યોની કરેલી પ્રશંસા.

'**બુદ્ધિપ્રકાશ**'—એ નામનું 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી' તરફથી પ્રસિદ્ધ થતું માસિક. હું **નહોતો જાણતો...**હશો.—લેખકના નામ સિવાયનાં કાવ્યોની પ્રવૃત્તિને છછુંદર–પ્રવૃત્તિ સાથે સરખાવવામાં અયુક્તતા છે, એનું સૂચન છે.

**કણ્ડિકા ૬.** કાવ્યરસની પરીક્ષામાં સમગ્રદર્શન કરતાં અવયવ. દર્શન વધારે કરનાર હતું, તેનું આ ઉદાહરણ.

આ કણ્ડિકામાં આપેલો વિચાર પૂરો સમજવાને નીચેનું કાવ્ય વાંચીને વિચારો:—

મધ્ય રાત્રિએ કોયલ.

શાન્ત આ રજની મહિં મધુરો કહી રવ આ–કુહૂ–
પડિયો ઝીણો શ્રવણે અહીં ? શું હું સ્વપ્નમાં સુખ આ લહું ?
મન્દ વાઇ સમીર આ દિશ જો વહે રવ એ ફરી,
નહિ સ્વપ્ન એ તો ગાન પેલી ગાય પેલી કોયલ માધુરી.
મધ્યરાત્રિ સમે તને અલિ કોકિલા ! શું આ ગમ્યું ?
હાં મેહુલો વરસી રહ્યો તેણે શું તુજ મનડું ભમ્યું;
દુઃખ નવ સ્વપ્ને દીઠું ને સુખ મહિં તું રેલતી,
આ રમ્ય રાત્રિ મહીં અધિક આનંદ ગાને ખેલતી.
નીતરી રહી ધોળી વાદળી વ્યોમમાં પથરાઇ આ,
ને ચાંદની ઝીણી ફીકી વરસી રહી શી સહુ દિશા !
ગાન મીઠું અમી સમું તેણે ભર્યું તુજ કંઠમાં,
આ શાંતિ અધિક વધારતું તે જાય ઉભરી રંગમાં.

નગર બધું આ શાંત સૂતું, ચાંદની પણ અહીં સુતી,
ને વાદળીઓ ચપળ તે પણ આ સમે નવ જાગતી;
**અનિલ ધીરે ભરે પગલાં પળે શાન્તિ રખે સહુ–**
ત્યાં ઉછળતી આનંદ રેલે કોકિલા બોલે—કુહૂ !
સૃષ્ટિ સઘળી શાંત રાખી મુજને જ જગાડતો,
ટહુકો મીઠો તુજ પવન લહરી સંગ જે બહુ લાડતો;
ગાન તુજ સીંચે હૃદયમાં મોહની કાંઈ અવનવી,
ભુલી ભાન, તજી મુજ રમ્ય શય્યા, હઈડું દોડે તવ ભણી.
દોડી ખેલે મધુર તુજ ટહુકારતી સંગે રંગમાં,
આનંદ સિંધુ તરંગમાં નાચતું જે ઉછરંગમાં,
હા ! વિરમીએ પણ ગયો ટહુકો, હૃદય લલચાવે બહુ—
ફરી એક વેળા, એક વેળા બોલ્ય, મીઠી ! કુહૂ ! કુહૂ !

**અનિલ...સહુ**—આસપાસ સર્વત્ર નીરવ શાંતિ હતી. એ શાન્તિ રખેને ન્હાસી જાય, એ બ્હીકથી અનિલ–પવન–બહુ ધીરે ધીરે પગલાં ભરતો હતો–બહુ મંદ મંદ વાતો હતો. અહીં 'અનિલ' તથા 'શાંતિ'માં મનુષ્યના ભાવનું આરોપણ–સજીવારોપણ–કર્યું છે. **સારસ્ય લાગ્યું**–સ-રસ–તા જણાઈ; રસનો આસ્વાદ કર્યો. **ધુમસમાં...તેમ સ્થિતિ થઇ**–શુકલ પક્ષની રમ્ય રાત્રિ હોય, પણ સઘળું વાતાવરણ ધુમસથી છવાએલું હોય, ત્યારે આસપાસની કુદરતનું સૌંદર્ય બીલકુલ દષ્ટિગોચર થતું નથી. પણ ધીમે ધીમે જુદી જુદી બાજુએથી ધુમસ વેરાવા માંડે તેમ આજુબાજુની પ્રકૃતિનું સૌંદર્ય ધીમે ધીમે કકડે કકડે વ્યક્ત થાય છે. તેવી રીતે આ કાવ્યની છૂટક છૂટક પંક્તિઓમાં એમને સૌંદર્યનું દર્શન થયું. અને છેલ્લે આખા કાવ્યના સૌંદર્યનું ભાન થયું. **રસ પરીક્ષા**–કાવ્ય આદિમાં રહેલા રસની પરીક્ષા. **સમગ્ર દર્શન**–આખી વસ્તુનું–તેના સર્વ અવયવોનું–એકરૂપે દર્શન. **અવયવ દર્શન**–કોઈ વસ્તુના જુદા જુદા અવયવોનું એકબીજાથી સ્વતંત્રપણે દર્શન. કોઈ કાવ્યની અમુક છૂટી છૂટી પંક્તિઓમાંના રસનું દર્શન કરવું તે સમગ્રદર્શન. આખું વાંચી

કે સાંભળી એકરૂપે તેમાંના રસનું દર્શન કરવું તે સમગ્રદર્શન. તે જ પ્રમાણે વાક્ય, નવલકથા, ચિત્ર, મનુષ્યશરીર, પ્રકૃતિનું દશ્ય વગેરેમાં બંને પ્રકારનું દર્શન–સમગ્રદર્શન, અવયવદર્શન થઈ શકે.

**કણ્ડિકા ૭–૯. પૃ. ૨૭** ઉપરની પ્રથમ કણ્ડિકામાં નરસિંહરાવનું 'અભિનન્દનાષ્ટક' કાવ્ય ગોવર્ધનરામને કેવું ગમ્યું તેનું કારણ સૂચવ્યું છે. તે પછીની કણ્ડિકામાં 'ફસી પડેલી બાળવિધવા' એ કાવ્યની પૂરતી કદર ગોવર્ધનરામ કેમ ન કરી શકયા એ વિચાર્યું છે.

**પૃ. ૨૭. કંણ્ડિકા ૮. હાંસિયામાં......લખ્યા હતા**–આ ટેવ વિષે રા. વિ. પાઠકનો મત તમારા પાઠય પુસ્તકના પૃ. ૧૮૧માં જૂઓ.

**અભિનન્દનાષ્ટક**—નૂતનવર્ષના અભિનન્દનને નિમિત્તે લખેલું આઠ શ્લોકનું એક કાવ્ય. એ કાવ્યની છેલ્લી કડીમાં આગલા વર્ષમાં સદ્‌ગત થયેલા પોતાના પિતાને કવિ સંભારે છે. એ કડી નીચે પ્રમાણે છે:—

> " પ્રતિનૂતન વર્ષ દિને ચરણે
> હું કૃતાર્થ થતો નમી જેહ તણે,
> નહિ તે શુભ ધર્મની મૂર્તિ હવાં,—
> જગ ! રૂપ ધરે તું નવાં જ નવાં ! "

આમાં પોતાના પિતા પ્રત્યે સપ્રેમ પૂજ્ય ભાવ પ્રગટ કર્યો છે. તેની કદર કરીને ગોવર્ધનરામે " Pathetic and Sublime " એવો શેરો કર્યો હતો. **Pathetic and Sublime**–કરુણ અને ભવ્ય પિતાના અવસાનના ઉલ્લેખમાં કરુણ રસ સમાયેલો છે. છે. અને પિતાને શુભ ધર્મની મૂર્તિ–કૃત્તાર્થ કરી શકે તેવી મૂર્તિ કહેવામાં ભવ્યતા રહેલી છે. **વત્સલતા**–વત્સ એટલે બાળક. વત્સલ એકલે બાળક પ્રત્યે પ્રેમ રાખનાર. અને વત્સલતા એટલે બાળક પ્રત્યે પ્રેમ રાખવો તે.

**ધ્વનિ પ્રતિધ્વનિ**—અવાજ અને તેના પડઘા. મનઃસુખરામ વિષે ગોવર્ધનરામ પૂજ્ય બુદ્ધિ રાખતા હતા. અને જેમ નરસિંહરાવે

પોતાના પિતાના પ્રેમનો આસ્વાદ કરેલો તેમ તેમણે પોતાના મુરબ્બી મનઃસુખરામના પ્રેમનો આસ્વાદ કરેલો. એ પ્રેમના સૂર ગોવર્ધનરામ સાંભળે તે ધ્વનિ. એ સૂર સાંભળી તેમના હૃદયમાંથી જે ભાવનો પડઘો પડે તે પ્રતિધ્વનિ. આ રીતે ગોવર્ધનરામને સ્વાનુભવ હોવાથી નરસિંહરાવના કાવ્યના કરુણ અને ભવ્ય ભાવની ગોવર્ધનરામ પૂરતી કદર કરી શક્યા. **આ પ્રકારનો સમભાવ**–નરસિંહરાવના કાવ્યને 'Pathetic and sublime' કહેવા પ્રેરનાર ગોવર્ધનરામના હૃદયની તે જ પ્રકારની લાગણી. **સમભાવ**–સરખો ભાવ, એકના જેવી બીજાના હૃદયમાં પ્રગટ થતી લાગણી. **કૃતિ**–આ કંડિકામાં આપેલું કાવ્ય.

**મનને......ન કદાપિ થશે**–'સરસ્વતીચંદ્ર'ના પહેલા ભાગની શરુઆતમાં મનઃસુખરામને સંબોધીને 'મંગલપુષ્પાંજલી' નામનું કાવ્ય ગોવર્ધનરામે આપ્યું છે. તેમાંથી આ પંક્તિઓ લીધેલી છે. કાવ્યમાં જ 'મનસુખ' શબ્દ આપીને આ કાવ્ય મનઃસુખરામને સંબોધ્યાનું સૂચન છે. સંબોધનનો અધ્યાહાર છે, તેને લીધે 'મને', 'તમે' એવા શબ્દો પણ અધ્યાહાર છે. **મનસુખ**–મનન સુખ. વિદ્યાવિલાસનું સુખ. ગોવર્ધનરામ મનઃસુખરામને ત્યાં મુંબાઇમાં રહીને ભણતા.

**રતિતંત્રસ્વરૂપ**—રતિના તંત્રનું સ્વરૂપ (ષષ્ઠી તત્પુ.)

**રતિ**–સ્નેહ. **અનુપ**–અજોડ, અપ્રતિમ. **મનને......અનુપ કીધું**–હે મનઃસુખરામભાઇ! તમે મારી બુદ્ધિનો વિકાસ કરાવ્યો. અને એ બુદ્ધિવિલાસથી મારા જીવનમાર્ગમાં સુખનાં બીજ રોપ્યાં અને મારા હૃદયના કોમળ ભાવોને ઘડીને અત્યંત સુંદર આકાર આપ્યો. મારાં હૃદય તથા બુદ્ધિનો વિકાસ આપે કર્યો. **રમા**–લક્ષ્મી. **ઉરવલ્લિ**–હૃદય રૂપી વેલી. **ફુલોથકી**–મનઃસુખરામે રોપેલા બીજમાંથી જે હૃદય-વેલી વિકસી તેનાં ફૂલ–આ ફૂલ તે 'સરસ્વતીચંદ્ર' ગ્રંથમાં પથરા-યેલા હૃદયના ઊચ્ચ કોમળ ભાવ–સંસ્કાર તથા વિચારો.

**તરછાડી......લચી**–ભાગ્યવશાત્ હું ભારે લક્ષ્મીવાન ન બન્યો તો

ખેર, પણ મારી હૃદયવેલ તમારા રોપેલા સંસ્કારનાં ફૂલોથી એટલી તો બધી લચી ગઇ છે કે એ ફૂલધનથી મને સંતોષ છે. **દિન કૈંક... ...થશે**–લક્ષ્મી વિના તો ઘણાય દિવસ ગયા અને ઘણાય જશે. પૈસો આ જ છે ને કાલ નથી. આપનું આપેલું સંસ્કારધન જ એવું છે કે જે સદા અમર રહેશે. **ભાવોદ્‌ગાર**–લાગણીનું કથન. **સમ-ભાવના તન્તુ છેડીને**–'અભિનન્દનાષ્ટક' વાંચ્યા પછી મનઃસુખરામ વિષેના પોતાનાં ભક્તિ અને પ્રેમ યાદ આવવાથી.

કંડિકા ૯. '**ફસી પડેલી બાળ વિધવા**'–કોઇ દુષ્ટે ફોસલાવી, લગ્નનું વચન આપી, લાભ લઇને પછી તજી દીધેલી સગર્ભા બાળવિધવા દુખી મરી, આપઘાત કરવાને અંધારી રાતે નદી કિનારે ઉભેલી છે. આમ કાવ્યનો આરંભ છે. આપઘાતમાંથી રોકવા માટે કોઈ **અદૃશ્ય દિવ્યવાણી** એને ઉપદેશ કરે છે. એ દિવ્યવાણી અને એ બાલવિધવા વચ્ચે સંવાદ થાય છે. ઉપદેશથી એનો દૃઢ નિશ્ચય ફરતો નથી. "નિર્દોષ દોષિત, અલી સાંભળે શું?" એ શબ્દો દિવ્યવાણીના મુખમાંથી નીકળ્યા ત્યાં તો,

" રે આ થયો જ ધબકાર નદી જળે શું?
અન્ધારમાં મલિન નિર્મલ મૂર્તિ બૂડી.
આ સર્વ પાપ તુજ જો શિર ક્રુર રૂઢિ!"

**Unseen**–જે અદસ્ય દિવ્યવાણી સાથે બાઇને સંવાદ થાય છે તે વાણી. **Seen**–બાઇ પોતે.

પૃ. ૨૮. **લલિત......ગણગણું નહિ**–જૂઓ ગદ્યકુસુમ પૃ. ૨૧૦–૧૧ **ખરું સ્વરૂપ**–દિવ્યવાણી પાસે આ બાલવિધવાને નિર્દોષ કહેવડાવી છે તે તથા રૂઢિને માથે બે જીવના ખૂનનો આરોપ મુકયો છે તે વિષે ગોવર્ધનરામે કશું કહ્યું નહિ. દિવ્યવાણી અને બાલ વિધવાના સંવાદને The talk between the unseen and the seen કહીને વાત ટુંકાવી દીધી. અને નરસિંહરાવની વહેલા ઉઠવાની ટેવનો નવો વિષય ઉપાડયો.

**આભાસરૂપે**—બહારના દેખાવ તરીકે. **રક્ષકસાથી**—રૂઢિરક્ષકોના પક્ષપાતી. **વૈધવ્યના જીવનનાં......**પક્ષ—નરસિંહરાવ જાતે જનતાથી નિરાળા છે, છતાં સંસારિક બાબતોમાં મનુષ્યની નિર્બળતા—સ્વાભાવિકતા સ્વીકારી લઈ તાત્કાલિક દુઃખનું નિવારણ ઇચ્છે છે. અને સમાજના હિતની ખાતર વ્યક્તિને દુઃખ દેવાનું અયોગ્ય ધારે છે. પણ ગોવર્ધનરામ રૂઢિબળને—સંસારબળને માન્ય ગણે છે અને જેમ બને તેમ ઓછા એ બળ નીચે દબાઇને આગળ માર્ગ કેમ થાય તેનો વિચાર કરે છે. સમષ્ટિને પ્રથમ સ્થાન આપી તેની ખાતર ગમે તેટલું હૃદયમંથન છતાં વખતે વ્યક્તિનો ભોગ આપવામાં એમને અયોગ્યતા લાગતી નથી. 'શું હોવું જોઈ એ ?' એ બાબતનો પોતે બાંધેલો ખ્યાલ એમની ભાવ પ્રવૃત્તિઓને ઘડે છે. નરસિંહરાવ દૃશ્ય વસ્તુસ્થિતિનું અવલોકન કરી, તે ઉપરથી સ્વાભાવિક રીતે નીકળતો માર્ગ લેવાનું કહે છે: માણસો પોતાના મન્તવ્યને લઇને વ્યક્તિની સ્વતંત્રતા લઈ લેવી એ ઠીક નથી. **ભાવનાઓથી......રંગાય છે**—જુઓ કંડિકા ૩ માંની સમજૂતી.

**કંડિકા ૧૦.**—ગોવર્ધનરામના હૃદયની વિશાળતા ક્યાં કેવી રીતે અનુભવી તે અહીં કહે છે.

**પરિસ્થિતિ**—આજુબાજુની સ્થિતિ; વાતાવરણ, સંયોગો. **જાણે વિશાળ......થતું હતું**—જેમ કેટલીક વાર આસપાસનું વાતાવરણ હૃદયના ભાવોને બદલે છે, તેમ કેટલીક વાર હૃદયના ભાવો પણ આસપાસની કુદરતને જુદા ભાવ આપે છે. ગોવર્ધનરામ સાથેના વાર્તાલાપમાં એમના હૃદયની વિશાળતા અનુભવીને નરસિંહરાવના હૃદયમાં એવા ભાવ સ્ફુરતા કે આજુબાજુનું ગુંગળાવતું વાતાવરણ ભૂલી જવાતું.

**કણ્ડિકા ૧૧**—૧૨. ગોવર્ધનરામને અને નરસિંહરાવના કુટુંબને ઘણો ગાઢ સંબંધ હતો. 'સ્નેહમુદ્રા' તથા 'સરસ્વતીચંદ્ર ભા. ૧'નો રસાસ્વાદ એ કુટુંબને એ પુસ્તકો છપાતા અગાઉ મળ્યો હતો.

**સ્નેહમુદ્રા**–ગોવર્ધનરામનું કાવ્યપુસ્તક. **દીપ્તિ અને ચમત્કૃતિ**–પ્રતિભાનો ઝગઝગાટ અને નવીનતા.

**પૃ. ૨૯ વસ્તુ Plot. વસ્તુઘટના**–વાર્તાની ગુંથણી. **દીર્ઘસૂત્રીપણું**–અતિશય લંબાણુ કરવાની ટેવ. **સ્મિતમય મુખ અને સ્મિતમય હૃદયભાવ**–ભીમરાવના વર્તનથી ગોવર્ધનરામનાં મુખ ઉપરનું હાસ્ય તેમ જ હૃદયનો સદ્‌ભાવ કાયમ રહે છે. **આત્મનિમગ્ન**–પોતાની વાતમાં–પોતાના કાર્યમાંજ લીન.

**અસ્ખલિત**—અટક્યા વિનાની.

**કણ્ડિકા ૧૩–૧૪.** ભીમરાવની પુત્રીનું તેમની સાથે લગ્ન કરવાની ના કહેવામાં આવ્યા પછી પણ ગોવર્ધનરામે પોતાનો એ કુટુંબ સાથેનો સંબંધ જેવો ને તેવો કાયમ રાખ્યો હતો. પણ પાછળથી ભીમરાવના મેઘદૂતના ભાષાંતર સંબંધે અન્યના સંપર્કથી બે મિત્રો વચ્ચે વિખવાદ થયો હતો.

**ગૃહસ્થ...અંતર**—નાગર બ્રાહ્મણોમાં ' ગૃહસ્થ ' અને ' ભિક્ષુક ' એવા બે ભાગ છે. આ બે વચ્ચે કન્યાવ્યવહાર સામાન્ય રીતે નથી થતો. ' ગૃહસ્થ ' વર્ગ કાંઇ અભિમાન ધરાવી પોતાને ' નાગર ' અથવા ' નાગર ગૃહસ્થ ' કહેવડાવે છે. અને બીજો વર્ગ ' નાગર બ્રાહ્મણ ' કહેવાય છે. આ ભેદ તોડવા માટે ' વૈદિક ' વર્ગના ગોવર્ધનરામનું લગ્ન ' ગૃહસ્થ ' વર્ગના ભીમરાવની કન્યા સાથે કરવાનું સૂચન મનઃસુખરામે કર્યું હતું.

**પૃ. ૩૦. કલુષિત**–મેલો, બગડેલો. **સદ્‌ભાવ સંબંધ**–અરસપરસ સારી લાગણીઓવાળો સંબંધ.

**કણ્ડિકા ૧૫–૧૬**–ગોવર્ધનભાઇ તુલાની દાંડી અયોગ્ય રીતે ફેરવતા તેના બે પ્રસંગો–(૧) ' સરસ્વતીચંદ્ર 'નું ભાષા સંબંધે નરસિંહરાવે કરેલી સૂચનાઓ અને (૨) શુદ્ધ હૃદય અને વરજભાઇનો બીજાઓના વિષસિંચનથી ત્યાગ.

**દ્વિગુણ શકયતા**—બેવડો શકયાર્થ. **દૂષિત**—વ્યાકરણના નિ-યમોથી વિરુદ્ધ. **ન્યાયતુલા**—ન્યાયનું ત્રાજવું.

**વિકૃતિ**—ફેરફાર, ‘ દાંડી અયોગ્ય રીતે નમાવતા ’ એ ફેરફાર.

**પૃ. ૩૧. વિષસિંચન**-ઝેર રેડવું, કાન ભંભેરવા.

**કણ્ડિકા ૧૭–૨૦.** જોડણીના પ્રશ્ન ઉપર બે મિત્રોને થએલો ઝઘડો અહીં વર્ણવ્યો છે. એ સાથે પ્રથમ સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે ગોવર્ધનરામનું થએલું દર્શન પણ આપ્યું છે. ઉચ્ચારાનુસાર લેખન–ઉચ્ચારને અનુસરતી જોડણી.

**ક્ષતિઓ**—ખામીઓ. **ન્યુનાધિકતા**–જોડણી માટે ગોવર્ધનરામે ઘડેલા નિયમોમાં કેટલાક રૂઢ પ્રચલિત ઉચ્ચારોનો સમાવેશ ન થતો, એ ન્યૂનતા–ઓછાપણું, પણ કેટલાક નિયમોમાં યોગ્ય રીતે ન સમાઇ શકે એવા ઉચ્ચારોનો વધારા પડતો સમાવેશ કરવો પડેલો એ અધિકતા–વધારાપણું. ‘ **જ્ઞાનસુધા** ’–એ નામનું સુધારકોનું માસિક પત્ર સર રમણભાઇ મહીપતરામના તંત્રીપદ હેઠળ પ્રસિદ્ધ થતું. તે હાલ બંધ પડેલું છે. **સિંધ...કાઢયા**–કણ્ડિકા ૫ના છેલ્લા વાકયની માફક આ વાકયે પણ અજાણ્યે અરૂચિકર રૂપ ધારણ કર્યું છે.

**કંડિકા – ૧૮. ગ્રહ**–પૂર્વગ્રહ, કોઇ પણ વસ્તુ માટે પહેલેથી બંધાયેલા વિચારો. **કાર્યસ્વરૂપમાં**–કામકાજની યોજના.

**પૃ. ૩૨. હું પ્લેટફોર્મ...સૂઝતું કરીશ**–આ શબ્દો નર-સિંહરાવના સત્યાગ્રહી સ્વભાવનું સૂચન કરે છે. **અદૃષ્ટ**–પરોક્ષ, આડકતરી.

**કંડિકા–૧૯. ઉચ્ચારણપરીક્ષા**—અક્ષરના ઉચ્ચારના સ્વરૂપને પારખવું તે, અક્ષરો કયા સ્થાનમાંથી કેવી રીતે ઉદ્ભવે છે તે સમ-જવું. **શ્રવણશક્તિ**–કર્ણેન્દ્રિય. **તીવ્રતાને અભાવે**–ઝીણવટ ન પારખી શકવાથી જડતાને લીધે. **મધુર સંગીત**-ગોવર્ધનરામને આ સંગીતની પરવા ન હતી, એવું સૂચન છે. એવું જ સૂચન પૃ. ૩૩ ની બીજી પંક્તિમાં પણ છે.

**કંડિકા-૨૦ બંડખોર-જોડણી સંબંધી.** આ આરોપ પોતે સ્વીકારતા નથી, પણ ગોવર્ધનરામભાઇએ આવો આરોપ કરેલો તેનો ઉલ્લેખ કરવા આ વિશેષણ વાપર્યું છે.

**સમાલોચક**—મુંબાઇમાં પ્રસિદ્ધ થતું ગોવર્ધનરામભાઇનું માસિક પત્ર. **કેશવલાલ ધ્રુવ**—નરસિંહરાવની માફક આ પણ પ્રખર ભાષાશાસ્ત્રી છે, અને જોડણીના વિષયમાં નરસિંહરાવથી વિશિષ્ટ રીત એમણે અખત્યાર કરી હતી.

**પૃ. ૩૩. અનધિકારી શ્રવણ**-સંગીતની રસ પરીક્ષા કરવાને અસમર્થ કાન. **ઉપહાર**-ભેટ. વડીલને વંદનરૂપી ભેટ. **કૃત્ય**-કૃત છે કૃત્ય જેનું તે. ( બહુવ્રીહિ ) [ પોતાનું કાર્ય સિદ્ધ કરવાથી ] ધન્ય. **તટસ્થ રહ્યા**-મળવા ગયા નહિ, **ઉચ્ચ ભાવ પ્રેરે**-નરસિંહરાવ એમ માને છે કે આ દૃશ્યમાં ગોવર્ધનરામની માનની ભૂખ દેખાતી હતી, તેથી એને વિષે કોઇ જાતનો ઉંચો મત બંધાતો નહોતો.

**કંડિકા-૨૧.** સામાજિક સુધારાના વિષયમાં પણ આ બે મિત્રો વચ્ચે મતભેદ થયો હતો.

**દ્વન્દ્વયુદ્ધ**—Duel-બે જણ વચ્ચે યુદ્ધ. **ઇષ્ટ અનિષ્ટ**-સારી નરસી. યોગ્ય અયોગ્ય. **રૂઢ સંસ્થાઓ**-પ્રાચીનકાળથી ઘર કરી બેઠેલી સંસ્થાઓ, રીતરીવાજો, સામાજિક બંધારણો વગેરે. **દુષિત તર્ક વાપરીને**-પૂરતાં પ્રમાણ ન હોવા છતાં, ગમે તેમ અનુમાન કાઢીને. **ચાલક**-વહીવટ કરનાર. Dynamics-Science of motion-ચલનશાસ્ત્ર. આ વિષયના નામ ઉપરથી જ સૂચન થાય છે કે સમાજના બંધારણોમાં અવારનવાર ફેરફાર થાય તે વૈજ્ઞાનિક નિયમને અનુસરતું છે. **તુલના નિર્ણય**-બેયના ભાષણોના વિચારોની તુલના-સરખામણી કરી નિશ્ચિત મત. **સ્વીકાર્ય**-સ્વીકારવા લાયક, ગ્રાહ્ય.

**કંડિકા ૨૨-૨૩.** અત્યાર સુધીના વર્ણનમાં શરૂઆતના થોડા ભાગ સિવાય અન્યત્ર દોષદર્શનને પ્રાધાન્ય મળ્યું છે. એ તો માનવ

સ્વભાવ ઝીણવટથી પારખવાની નરસિંહરાવની ટેવ માત્રનું પરિણામ છે. એમના હૃદયમાં વસતી ઊંડી લાગણીઓ આ છેલ્લી કંડિકામાં જણાય છે. ગોવર્ધનરામને કોઇ અન્યાય આપે નહિ એવી ઇચ્છા લેખકે અહિં પ્રકટ કરી છે.

**સરકારી અધિકારે**–ઍસિસ્ટંટ કલેક્ટર તરીકે. **સ્નેહાર્દ**–પ્રેમભીના, સ્નેહાળ. **એ વખતના**–ઇ. સ. ૧૮૮૪ સુધીના. **પંદર વીસ વર્ષના ગાળામાં**–ઇ. સ. ૧૯૦૫ માં પ્રથમ સાહિત્ય પરિષદ ભરાઇ ત્યાં સુધીમાં. **એમ કોઇને લાગશે**–ગોવર્ધનભાઇ બદલાઇ ગયા, એમ લાગશે.

પૃ. ૩૪. **હૃદયની જન્મસિદ્ધ ઉદારતા**–જન્મ સાથે જ સ્વભાવમાં જડાએલી ઉદારતા. નરસિંહરાવ ગોવર્ધનરામના માનસમાં દૂષણ જુએ છે–હૃદયમાં નહિ.

**ઇ. સ. ૧૯૦૬**—કંડિકાની શરુઆતમાં ૧૮૮૪ ના સ્નેહાર્દ્રતા સૂચક પ્રસંગનો ઉલ્લેખ કર્યો છે. અહિં ગોવર્ધનરામના અવસાન પહેલાં એકાદ વર્ષ અગાઉના બે સ્નેહાર્દ્રતાના પ્રસંગો નોંધાયા છે. **સ્નેહની વૃદ્ધિ થઇ**–સ્નેહનો નિશો ચઢયો, પણ કાયિક (શારીરિક) નિશો નહિ.

**સૌજન્ય**–સુજનતા. 'જન્મસિદ્ધ ઉદારતા.' **લોકસંઘ**–જનતા. **સત્યદષ્ટિ**–લોકની સત્ય જોવાની દષ્ટિ.

**કંડિકા—૨૩. અંતિમતા**–મરણ નજીક હોવાપણાના. બે વચ્ચે ભારે મતાન્તર હોવા છતાં મિત્રતા ટકી રહી છે. એવો ઉલ્લેખ કરવાની ગોવર્ધનરામે તક સાધી તેમાં અંતિમતાના ભણકારા હતા એવું સૂચન છે. **ના સંભળાયા**–ગોવર્ધનરામનું મરણ નજીક છે એવો ખ્યાલ મને ન આવ્યો. **નમેરા**–ન છે મહેર જેનામાં તે (નઞ્ બહુવ્રીહિ.) ક્રૂર. **ઉરવલ્લિ...લચી**–જીવન દરમિયાન ગોવર્ધનરામની હાર્દિક ઉદારતા અને સંસ્કારિતાનો જે અનુભવ થયો તે ચિરકાળ રહેશે.

## ગામદેવીનો મહાગુરુ.

આ લેખ ૧૯૩૦ માં નહિ, પણ ૧૯૨૦ માં કનૈયાલાલ મુન્શીએ લખ્યો છે. એ ખાસ યાદ રાખવાનું છે. 'તેમનામાં મને અંધશ્રદ્ધા નથી' કહેનાર મુન્શી ૧૯૩૦ માં ગાંધીજીની લડતમાં જોડાયા, એ પરિવર્તન જેવું તેવું નથી. છતાં ૧૯૨૦ થી ૧૯૩૦ સુધીમાં ક્રમશઃ એ થયું હોવું જોઇએ. બારડોલી સત્યાગ્રહ વખતે પ્રમુખ થઇ મુન્શી સ્વતંત્ર સમિતિ લઇ ખાદી વેશ ધારણ કરી સ્વેચ્છાથી તપાસ કરવા ગએલા. ગાંધીજીએ સત્યાગ્રહનો વિજય આખી પૃથ્વીમાં સમાવી દીધો. પણ કનૈયાલાલ મુન્શી અસ્પૃષ્ટ રહી ગયા હતા, તેમને પણ એનો આંચકો લાગ્યો છે. ગાંધીજીનો 'સત્યાગ્રહ પ્રતાપમાં ઝાંખો' હવે દીસતો નહિ હોય; અને 'સ્વદેશી વ્રત પુરાણું' નહિ લાગતું હોય. મુન્શીજી મૂળથી જ સમજુ છે—આ લેખ લખતાંજ એમણે તો કબૂલ કર્યું છે કે 'એ મહાપ્રતાપી વ્યક્તિની આટલા ટૂંક વખતમાં તુલના કરવાનું સાહસ કરવા હું માગતો નથી.' (ત્યારે, હિંદ પાછા આવ્યાને ગાંધીજીને પાંચ વર્ષ થયાં હતાં, અને હિંદમાં સત્યાગ્રહ અજમાવ્યા—ન અજમાવ્યાને એકાદ વરસ પણ ભાગ્યે જ થયું હતું.) પણ 'વીસમી સદી'ના તંત્રીના આગ્રહને વશ થઇ લખવું પડયું તેમાં તેમનો શો વાંક ? ગાંધીજી પણ સ્વામી આનંદ વગેરેની ઇચ્છાથી જ આત્મકથા લખવા પ્રેરાયા હતા ને ?

**પૃ. ૩૫. કંડિકા ૧–૨.** જુદા જુદા પુરુષોએ ગાંધીજીને જુદાં જુદાં ઉપનામ આપ્યાં છે, તેથી એમના વ્યક્તિત્વનું બહુરૂપીપણું સમજાય છે; અથવા અગાધપણું સમજાય છે. એટલે આ લેખમાં રૂપરેખા આપવી કઠણ છે.

**ગામદેવી**—મુંબાઇનો એક લત્તો. પહેલા અસહકાર વખતે ૧૯૧૯–૨૦ માં ત્યાં જંગી સભાઓ ભરાતી. તેમાં અભણ જન-સમુદાય ભેગો થતો, આ લેખમાં એવા જનસમુદાયના ગુરુરૂપ ગાંધીજીનું દિગ્દર્શન કર્યું છે. 'ગામદેવીનો મહાગુરુ' એનો બીજો

પણ એવો અર્થ થઇ શકે કે હિંદ દેશના ગામડાંરૂપી દેવીનો મહાગુરુ. **પૂર્વાશ્રમ**–જીવનનો પહેલાનો ભાગ. **હિંદી ધર્મયુદ્ધ**–હિંદી લોકના હકોનું રક્ષણ કરવા ગાંધીજીએ ચલાવેલી સત્યાગ્રહની લડત. **તટસ્થ**–કિનારે ઉભા રહેનાર–કોઇ એક રાજકીય પક્ષમાં સીધો ભાગ ન લેનાર. ગાંધીજી રાજકીય પ્રવૃત્તિઓમાં જોડાય છે; પરંતુ એમના જીવનનું મુખ્ય કાર્ય જુદું છે–આધ્યાત્મિક છે. **અનુયાયીઓ**–**અજ્ઞાત ગુજરાતીઓ**–ગુજરાતની જનતા. **સત્યનારાયણ**–સત્યરૂપી પ્રભુ. જુઓ, ગદ્યકુસુમ, પૃ. ૮.

' **મુખ્ય કાવત્રાબાજ** '—જલિયનવાલા બાગના કિસ્સા સંબંધે જનરલ ડાયરની એક લશ્કરી અદાલતે તપાસ લીધી હતી. તેમાં પોતાના તુલનાનિર્ણયમાં અદાલતે ગાંધીજીને આ વિશેષણથી ઓળખાવ્યા હતા. **ધુરંધર**–ધુંસરી ધારનાર; ઝંડો ફરકાવનાર. અગ્રગણ્ય પ્રચારક.

**કણ્ડિકા ૩.** ગાંધીજીને લેખક પોતે કેવી દૃષ્ટિથી જુએ છે તે–મતભેદ છતાં, અધૂરાપણું છતાં, એમના વ્યક્તિત્વ આગળ નમી જવાય છે. મૌનવશ થઈ જવાય છે.

**કણ્ડિકા ૪.** ટીકાથી અસ્પૃષ્ટ રહી પોતાની નિઃસ્વાર્થ ભાવના સિદ્ધ કરવા ગાંધીજી અખંડ ગતિ કર્યે જાય છે.

**કમલપત્ર**—ગાંધીજી રૂપી. **પાણી**–ટીકારૂપી **नलिनी दलगत जलमति तरलम्** । એ પ્રસિદ્ધ પંક્તિ ઉપરથી આ રૂપક બહુ પ્રસિદ્ધિ પામ્યું છે.

**પ્રતિપક્ષી**—સામાવળીઆ. **પ્રજાજીવનની ઉર્મિઓ**—સમસ્ત પ્રજાના હૃદયમાં હોંસભર્યાં પ્રગતિ–કાર્ય કરવાના આવતા ઊછાળા. **ઉર્મિઓથી અસ્પર્શ્ય**–**विहाय कामान्यः सर्वान् पुमांश्चरति निःस्पृहः** । એવાં પુરૂષની સ્થિતિએ પહોંચી કર્મો વિષેની આસક્તિ તજવાને લીધે લાગણીઓથી નહિ ડગનાર–પોતાના અંતિમ ધ્યેય ઉપર જ લક્ષ રાખી ગતિ કરનાર ' સામાન્ય હૃદયની ઉર્મિઓ...વિરમી ગઈ

છે.' એવા. **પરિણામ ગમે તે આવે**–કર્મના ફલ વિષેની ખોટી આસક્તિ તજીને; નહિ કે, વગર વિચાર્યે કર્મમાં ઝંપલાવીને. **ભાવના** આદર્શ, ધ્યેય. **માર્ગ આપે છે**–એવા કાર્યમાં સરળતા કરી આપે છે; પ્રભાવથી અંજાઇ અટકી જાય છે.

કણ્ડિકા **૫.** ગાંધીજીનું વ્યક્તિત્વ કેવી રીતે સમજાય? **એનો જવાબ...ઇન્ડિયા આપશે**–ગાંધીજીના લેખો તથા તેમની પ્રવૃત્તિઓના હેવાલ જે એમનાં પત્રોમાં પ્રસિદ્ધ થયા છે તે ઉપરથી એમનું વ્યક્તિત્વ સમજાશે. **મિનિટો**–સરકારી સમિતિઓની નોંધ. **ખાનગી મુસદ્દા**–Confidential despatches.–**સરકારની...મુસદ્દાઓ આપશે**–ગાંધીજીની પ્રવૃત્તિઓની નિર્મળતા સરકાર પણ પ્રગટપણે નહિ, તો ખાનગી રીતે સ્વીકારતી હશે, એવું સૂચન છે. **હિંદનું... આપશે**–ગાંધીજી એ હાલના હિંદના પરિવર્તનના ઘડનાર છે, તેમના જ હાથે ભવિષ્ય પણ ઘડાશે–( એવા એ મહાન્ પુરુષ છે એમ સૂચન છે. ) એમના કાર્ય ઉપરથી એમનું વ્યક્તિત્વ સમજાશે. **પાઇલેટની ...નહિ**–'ગાંધીજી છે કોણ?' એ પ્રશ્નનો ઉત્તર સૌ કોઈ આપી શકશે. પ્રજા–જીવનનાં સઘળાં ક્ષેત્રોમાં ગાંધીજીના વિચારોનાં બીજ રોપાયાં છે. અને હરકોઈની પાસે ગાંધીજી વિષે કાંઇને કાંઈ કહેવાનું છે. એટલે ઇસુને સજા કરનાર પાઇલેટના સવાલ 'સત્ય એટલે શું? નો જવાબ કોઈ ન આપતું એ ખરું; પણ 'ગાંધીજી કોણ છે?' એ પ્રશ્નનો ઉત્તર તો મળવાનો જ.

કણ્ડિકા **૬–૯** હવે લેખક પોતાનો ઉત્તર આપે છે. તે ગાંધીજી યોગી છે, સ્વાશ્રયનો અવતાર છે, રાષ્ટ્રીયતના પરમ ભક્ત છે. સર્વતઃ હિંદુ હોઈ પરદેશી સામગ્રી ને સંસ્કૃતિઓના નિષેધક છે; સ્વદેશી ધર્મના ધુરંધર છે અને લોકજીવનમાં લોકમતનો અંતિમ અધિકાર સ્વીકારે છે, સિદ્ધાંતો હંમેશાં એ આચરે છે. એ સત્યાગ્રહ સેનાના નાયક છે. આધ્યાત્મિક ભાવનાઓ એમણે રાજકીય પ્રવૃત્તિઓમાં મૂર્તિમંત કરી

બતાવી છે. સત્યાગ્રહની ભાવના સમાજ જીવનમાં એમણે ઉતારી છે. દેશનાં સ્ત્રી-પુરૂષો પરના તેમના પ્રભાવે કરી જાહેર જીવન વધારે શુદ્ધ, સ્વાર્થત્યાગી, મહત્ત્વાકાંક્ષી ને પ્રતાપી થતું જશે. એક જ બ્હીક છે—અહિંસા, રાષ્ટ્રીયતા, ઇત્યાદિ સિદ્ધાંતોની અણસમજુ વર્ગ ઉપર જુદી છાપ પડશે તો ?

કણ્ડિકા ૬ યોગી—**વીતરાગ**...લાલસા છે. આમાં યોગીસ્વરૂપ ૨૫૪ કર્યું છે. **વીતરાગ ભય ક્રોધઃ** —રાગ અને ભય અને ક્રોધ-રાગ ભય ક્રોધ, વીત (નષ્ટ) છે રાગ ભય ક્રોધ જેના તે. જાત અથવા જાત સિવાય હરકોઇ ચીજ વિષેથી જેની આસક્તિ ટળી ગઈ છે તેવા, (આસક્તિ હોય ત્યાં સુધી જ ભયની લાગણીને સ્થાન છે-મારૂં શું થશે ? મારાંનું શું થશે ? વગેરે તે જ રીતે આસક્તિ હોય ત્યાં સુધી જ ક્રોધને અવકાશ છે. મનના કામ પૂરા ન થાય એટલે ક્રોધ ઉત્પન્ન થાય. ક્રોધ આવે એટલે બુદ્ધિ કુણ્ઠિત થાય અને 'સત્યદૃષ્ટિ અશક્ત' થઇ જાય.) રાગ ટાળવો, અહંકાર ઓગાળવો એ જ ગીતાદિ શાસ્ત્રોનો, અને તેમના પરમ અનુયાયી ગાંધીજીનો મુખ્ય સિદ્ધાંત છે—જુઓ 'પૂર્ણાહુતિ.' પૃ. ૮, છેલ્લી કણ્ડિકા. **સામાન્ય હૃદયની**—સાધારણ મનુષ્યના હૃદયમાં સામાન્ય રીતે ઉદ્‌ભવતી. **આકાંક્ષા**—આશા, કામ. **વિરમી ગઈ છે**—બંધ થઈ છે, નષ્ટ થઈ છે. એ **નિરાશી નિષ્કામ** થયા છે. **ભાવનાથી**—પોતાના આદર્શથી, **અસ્મિતા—અસ્મિ** પણું, હું છું' એવું ભાન, આત્મભાન, **એમનામાં...લોપ થયો છે**—એ મોહનદાસ ગાંધી તરીકે જીવતા નથી; બીજા કોઇ તરીકે જીવતા નથી—જીવે છે એક સત્યદાસ તરીકે, એક સ્વદેશદાસ તરીકે. મહાતત્ત્વ—તત્વ તેને કહેવાય કે જેમાં બીલકુલ ફેરફાર જ ન થઇ શકે—Elements—તે તત્વોનું પણ મૂળ ઇશ્વર યા ઈશ્વરની પ્રકૃતિ. પ્રકૃતિમાં વિકાર દેખાય છે તે માયા છે. વસ્તુતઃ ઈશ્વર નિર્વિકાર—નિરંજન નિરાકાર—છે. **સાગરની માફક** બહારથી ઉપરથી દરિયામાં ખળભળાટ લાગે, પણ ઊંડે ઊંડે તો 'નિશબ્દ શાંતિ' જ હોય છે.

**અનન્ત**—કર્મ કરવાનાં મટી જાય તેને ગાંધીજી મોક્ષ ગણતા નથી. **विहाय कामान्यः सर्वान् पुमांश्चरति निःस्पृहः ।** તેને જ **एषा ब्राह्मी स्थितिः** ગણે છે. તેથી ખરો મોક્ષ—ખરૂં અમરપણું તેનું નામ કે જેમાં નિષ્કામ કર્મ કદી મટતાં જ નથી. **સત્ય જ... લાલસા**–જુઓ 'પ્રસ્તાવના,' પૃ. ૩ પં. ૭–૧૦.

**કણ્ડિકા ૭.** સ્વાશ્રયનો અવતાર. ને તેથી રાષ્ટ્રીયતાના પરમ ભક્ત તથા પરદેશી સામગ્રી (ભાષા, સંસ્કાર, કાપડ વિ.) ને સંસ્કૃતિઓના નિષેધક. બહિષ્કાર કરતાં સ્વદેશીના ઉત્તેજક લોકબળે જ મુક્તિ મળે છે એમ માનનાર. સર્વ સિદ્ધાંતો આચરનાર.

**પોતાને...ઉપભોગ કરે**—દરેક જણ પોતે પોતાને સ્વાશ્રયી બનાવે એટલે અંતિમ પરિણામે આખું રાષ્ટ્ર, આખું વિશ્વ સ્વાશ્રયી સ્વદેશી–બને જ. છતાં અમુક અંશે અંદરે અંદર સહકારની અપેક્ષા ગાંધીજી સ્વીકારે છે. યંત્ર યુગનાં દુષ્પરિણામોના પ્રત્યાઘાત તરીકે એમણે સ્વાશ્રયનો મહામંત્ર આપ્યો છેઃ અને સિદ્ધાંત એવો મૂક્યો કે પોતાને જરૂરની દરેક ચીજ દરેક મનુષ્યે કરવી જોઇએ–કરતાં આવડવી જોઈએ. આવડે છે એમ માની લઇને છૂટ મૂકી કે સગવડ ખાતર કામની વહેંચણી–દા. ત. પીંજવું, કાંતવું, વણવું, વેચવું વગેરે–થઇ શકે. હળ, રેંટિયો, 'સીંગર' વગેરે યંત્રો શોધનારને તો ગાંધીજીએ આશિર્વાદ દીધા છે.' એટલે સ્વાશ્રયનો મંત્ર તે યંત્રયુગનાં દુષ્પરિણામનો પ્રત્યાઘાત માત્ર છે. **રાષ્ટ્રીયતા**–પોતાના રાષ્ટ્ર, તથા રાષ્ટ્રની સઘળી ચીજો પ્રત્યે મમતા અનુભવવી તે.

**રાષ્ટ્ર જીવન**—National life. સમગ્ર રાષ્ટ્રનું જીવન એક રૂપે.

**પૃ. ૩૭. લોકજીવન**–Democratic life–જનતાનું જીવન. જનતાની જીવનપ્રણાલિકા ઉચ્ચતર કરવાને જનતાના મત ઉપર જ છેવટે આધાર રાખવો જોઇએ. વિશિષ્ટ વ્યક્તિઓના વિચારો એમને સમજાવી એમનો મત તેને મળતો કરવો જોઇએ. વિશિષ્ટ વ્યક્તિઓ બળથી કાંઈ કરાવી શકે નહિ. લોકકેળવણી–લોકમતની કેળવણી

જરૂરની છે; તેને પરિણામે એ વિશિષ્ટ વ્યક્તિઓની સૂચનાઓ અમલમાં મૂકવાની પરવાનગી લોક આપે—લોક જાતે ઉન્નતિના અભિલાષી બને ત્યારે જ ઉન્નતિ—મુક્તિ—થાય. વ્યક્તિના પ્રયત્નની અસર સમાજ ઉપર થાય એ ગાંધીજીએ 'પૂર્ણાહુતિ'માં પૃ. ૮ ની બીજી કણ્ડિકામાં કહ્યું છે. '**વ્યવહારુ**' **રાજનીતિ**—Practical politics. રાજકીય ક્ષેત્રમાં કોઇ અમુક દેશમાં કરવાનાં કાર્યો.

**કણ્ડિકા ૮. સત્યાગ્રહ સેના**—સત્યાગ્રહી સ્વયંસેવકોનું મંડળ. **નિષ્કામ કર્મયોગ**—જુઓ 'અનન્ત'ની સમજુતી, કણ્ડિકા ૬. **નિશ્ચલતા**—અડગપણું. **અણુયુદ્ધ**—ન યુદ્ધ—અણુયુદ્ધ (નઞ્ કર્મધારય) મનમાં લડાયક—હિંસક—વૃત્તિ રાખ્યા સિવાયના ગાંધીજીના સત્યાગ્રહ માટે આ શબ્દ યોજ્યો છે. **તપશ્ચર્યા**—દેહદમન, જેલ સ્વીકાર વગેરે. **મૂર્તિમંત**—પ્રગટ. **રાજકીય...મૂર્તિમંત**—વ્યક્તિના આધ્યાત્મિક ક્ષેત્રનાં મનાતાં નિષ્કામ કર્મયોગ, અણુયુદ્ધ વગેરે ભાવનાઓ રાજકીય પ્રશ્નોના ઉકેલમાં કામ લગાડી—જનતા પાસે વર્તનમાં મૂકાવી. **ધ્રુવો**—ઉત્તાનપાદનો પુત્ર ધ્રુવ અને એવા બીજા પ્રાચીન તપસ્વીઓ. **સતીઓ**—માંડવ્ય ઋષિની કથામાં આવતી નર્મદા નામની સતી અને એવી બીજી સતીઓ. જુઓ ગદ્યકુસુમ, પૃ. ૨૧૭. **એવું કંઇ**—એવા અધ્યાત્મિક શક્તિના પ્રયોગ. **બેન્જામીન ફ્રાન્કલિન**—એ અમેરિકાનો એક મહાપુરુષ થઈ ગયો. એ એક તત્ત્વવેત્તા હતો, અને વૈજ્ઞાનિક પ્રયોગો દ્વારા સત્ય શોધવા મથતો. વીજળી પડવાથી મકાનોને નુકશાન ન લાગે, માટે મકાન સાથે મકાનથી ઉંચો એક ધાતુનો સળીઓ રાખી એ સળીઆ દ્વારા વીજળીને જમીનમાં શમાવી દેવાની યોજના એણે શોધી કાઢી હતી. **સામાન્ય રાજકીય**—ઊંચા આધ્યાત્મિક ક્ષેત્ર ઉપરથી ઉતારી સામાન્ય ગણાતા લોકક્ષેત્રમાં ગાંધીજી જાતે આવું ઉંચા નીચાપણું માનતા નથી—સર્વ ક્ષેત્ર સત્યનારાયણમાં સમાય છે એટલું જ એ કહે છે. **નિર્માલ્ય**—(૧) દેવને ચઢાવતાં વધેલાં ફૂલ વગેરે; (૨) વાપરીને કાઢી નાખેલાં ફૂલ, ચીમળાએલાં ફૂલ સરખાવો શિવ નિર્માલ્ય

તે ઉપરથી નકામાં, માલ વગરનાં. 'નમાલા'નું મૂળ 'નિર્માલ્ય' હોય એમ સમજી વાપર્યો છે.

**પૃ. ૩૮. મહત્વાકાંક્ષી**–મહત્વની આકાંક્ષાવાળું; ઉચ્ચ પદ પ્રાપ્ત કરવાની આશાનું સેવન કરનાર. **નિર્માલ્યતા**–નમાલાપણું. **વિજ્ઞાન**–જુદી જુદી શોધખોળો.

## નર્મદની તુલના.

ઇ. સ. ૧૮૬૫–૬૬ માં નર્મદાશંકરના ધર્મસંબંધી વિચારોમાં સંપૂર્ણ પરિવર્તન થયું. એ સમય સુધી તો ધાર્મિક અને સાંસારિક વિષયમાં તે સમયે પ્રચલિત 'નવા' વિચારોના એ મોટા પ્રશંસક હતા. એમને મતે તો વેદ, વેદાન્તિક તત્વજ્ઞાન, પુરાણો તેમ જ પોતાના જાતી ભાઇઓના પ્રાચીન અને સનાતન આચારો પ્રગતિ અને ઉત્કર્ષના પંથમાં ગળે બાંધેલા ઘંટીના પડ જેવા હોય તેમ તેમને આગળ વધવા દેતા ન હતા. જુનું એટલું નકામું અને ત્યાજ્ય. નવું એટલું પાશ્ચાત્ય અને સારું. એવા વિચાર તે સમયે પ્રચલિત હતા.

આ પરિવર્તનનું કારણ રાજ્યરંગ (વિશ્વનો ઇતિહાસ) ગૂજરાતીમાં લખવા માટે એમને ઇતિહાસના જે વિશાળ અવલોકન અને ઉંડો અભ્યાસ કરવાં પડેલાં તે છે. એ વિચારને પરિણામે એમને એવું જણાયું કે કોઈ પણ દેશના વિચારો અને દશા લાંબા સમય સુધીના વિષય ગ્રહણકાળ અને ઉદ્યમ પછી જ પરિવર્તન પામી શકે, અને એક જ વ્યક્તિના પ્રયત્નથી આ કાર્યને પરિણામે એ પરિવર્તન તે દેશ પર ઠોકી બેસાડયા નહિ.

એમને એમ લાગ્યું કે સુધારકો ખંડન નીતિની જે વકીલત કરતા હતા તે ભુલ ભરેલી હતી. જો પોતે આ બદલાયલા વિચારો પ્રસિદ્ધિમાં મુકશે તો પોતે પૂર્વાપર દેશના ભાગી થશે અને જુના સાથીઓ તરફથી પોતાને તોડી પાડવાનો ઘુમાટો જરૂર ઉઠશે, એવું પોતે જાણતા હતા છતાં તેથી એઓ ગભરાયા નહિ અને એમના

પાછલા કાળના વિચારો 'ધર્મવિચાર' નામે ગ્રંથ જે ઈ. સ. ૧૮૮૫ માં પ્રગટ થયો તેમાં પરિપક્વ નિબંધો રૂપે સમાવવામાં આવ્યા છે.

કવિના જીવનચરિત્રમાં નવલરામ આ પરિવર્તનનું સમર્થ રીતે સમાધાન કરે છે. અને વિનંતી કરે છે કે ગૂજરાતીઓએ સામાન્ય રીતે છે તેથી વધારે 'મતાન્તર–ક્ષમા' રાખવી જોઇએ.

**પૃ. ૩૯. તુલના**–તોલ; (કામની) આંકણી; ગુણદોષદર્શન. **વ્યત્યય**–ઉલટા સુલટી થઇ જવું તે, મહા ફેરફાર.

**કંડિકા ૧.** નર્મદાશંકરનો સ્વભાવ મૂળથી જ પોતાના મનમાં જે મનાયું તે નીડરપણે લોકમાં પ્રકાશવાનો હતો. માટે પોતાના બદલાયલા વિચારો એમણે જાહેરમાં મૂક્યા.

**સ્વાભાવિક**–મનુષ્યના સ્વભાવમાં જડાયેલી. **અભિમાનવૃત્તિ**–પોતાની જાત, વિચારો અને કાર્યો પ્રત્યે મમત્વ. **નામ સાથે**–નર્મદાશંકરની નીડરતાનો પુરાવો. **પુસ્તકના આકારમાં**–નર્મદાશંકરના પાછલા કાળના વિચારો 'ધર્મવિચાર' નામે ગ્રંથ જે ૧૮૮૫ માં પ્રગટ થયો તેમાં પરિપક્વ નિબંધો રૂપે સમાવવામાં આવ્યા છે.

**કંડિકા ૨.** નર્મદાશંકર જેવા અભિમાની માણસે પોતાના બોલ પોતાની મેળે જાહેરમાં પાછા ખેંચવા એ ખોટું સ્વાર્પણ હતું. એમાં શુદ્ધ દેશહિતની જ બુદ્ધિ રહેલી હતી.

**સાથીઓનાં મોં જોઇ**–સાથીઓની મનોદશાનો વિચાર રાખીને. **અપ્રમાણિક**–મનમાં કંઇક, વાણીમાં કંઇક, અને આચારમાં કંઇક એવા. **ભીરુ**–ડરકણુ, બ્હીકણુ. **આ અપ્રમાણિક...શાબાશી**–આ રહસ્ય સમજવાને માટે તે વખતનો જમાનો કેવો હતો તે જાણવું જોઇએ. આજે ગાંધીજીના જમાનામાં છડે ચોક (સવિનય કે અવિનય) સત્ય બોલી શકાય છે તેવું ત્યારે નહોતું, માટે જ 'ધીરે ધીરે સુધારાનો સાર' સમજાવનાર શાણા કવિ દલપતરામ કહે છે:

"સજ્જનને મન શુદ્ધ છે, પણ લોક વિરુદ્ધ વિચાર, બહુ જનમાં નહિ બોલીએ, (જેથી) ઉપજે ઉપાધિ અપાર."

પૃ. ૪૦. **સ્વાર્પણ**–સ્વ+અર્પણ. પોતાની જાત, ધન, દોલત. આબરૂ વગેરેનો ભોગ. **દેશહિતની જ બુદ્ધિ**–જુઓ. આ લેખની સમજૂતીની શરૂઆતની કંડિકા ૨.

**કંડિકા ૩.** છેવટની ઘડી સુધી નર્મદાશંકરની બુદ્ધિ હતી તેવીને તેવી જ તેજદાર અને સ્વસ્થ રહી હતી. મતભેદ તો ધર્મના વિષયમાં સ્વાભાવિક છે. **ક્ષીણતા**–વૃદ્ધાવસ્થાને લીધે ઘસારો પામવો તે. સરખાવો. 'સાઠી બુદ્ધિ નાઠી.' **તેજદાર**–બુદ્ધિનું તેજ–દર્શનશક્તિ. **સ્વસ્થ**–ચિત્તની સ્વસ્થતા. મન ઠેકાણું હોવું તે. **તેમ જ...ગણીએ છીએ**–"ખરું જોઇએ તો મત ફરવો એ જ્ઞાનવૃદ્ધિનું એક અવશ્યનું પગથિયું છે. અધિક અનુભવ અને વિચારને યોગે નિરંતર પોતાની ભૂલો છોડી નવા વિચાર ગ્રહણ કરવાથી જ માણસ ડાહ્યું થતું જાય છે, અને દુનિયાનો સઘળો સુધારો આમ પાછલા વિચારો છોડી નવાને અંગીકાર કરવાથી જ થયેલો છે, માટે પોતાના વિચાર ન ફેરવવા જોઇએ એવી મતાન્ધ સમજને કોઇએ અને તેમાં વિશેષે કરીને સુધારાપક્ષે તો ઉત્તેજન ન જ આપવું જોઇએ. વિચારનું સ્વાતંત્ર્ય એ જ તેમણે તો પોતાનું મહાવાક્ય કરીને રાખવું જોઇયે–પછી તે સ્વાતંત્ર્ય પોતાની તરફ કે પોતાની સામા વપરાય તો પણ શું?"–નવલ ગ્રંથાવલી.

**કંડિકા ૪.** મતાન્તરક્ષમા રાખવી એ ખરી સ્વદેશભક્તિનું કામ છે. મતાન્તરક્ષમા નહિ હોય તો પ્રજાઐક્યને તોડનારો મોટો કુસંપ આપણામાં પેસશે. નવા વિચારવાળામાં પણ ઘરસંસારી સુધારક અને રાજકીય સુધારક એ નામના અન્યોન્યદ્રોહી બે પક્ષ પડવાની તૈયારીમાં છે.

**મતાન્તર**–અન્યમત, મતાન્તર. કર્મધારય. **મતાન્તરક્ષમા**–મતાન્તરની ક્ષમા, ષષ્ઠીતત્પુ. સમાસ. વિરુદ્ધ મત સહી લેવો તે. **ઉગમણો સુધારો**–પૂર્વમાં આવેલા એશિયા ખંડની સંસ્કૃતિ. **આથમણો સુધારો**–પશ્ચિમમાં આવેલા યુરોપ અને અમેરિકાની સંસ્કૃતિ. **સુધારો** સંસ્કૃતિ (Civilizationના અર્થમાં છે) આચાર વિચાર. **સ્વદેશ-**

**ભક્તિનું કામ**–કેવી રીતે તે પછીના વાક્યમાં સમજાવ્યું છે. **રણક્ષેત્ર**–તે વખતે હિંદના લોકોએ પોતાના આચાર વિચાર બેમાંથી કઈ સંસ્કૃતિના આધારે ઘડવા તેની બહુ ગરમ ચર્ચા ચાલતી હતી. **કુસંપ**–નવા વિચારવાળા અને જૂના વિચારવાળા એવા બે ભાગ પડવાથી. **એક મોટી ફાટ**–સંસાર સુધારક (Social reformer) અને રાજકીય સુધારક (Political reformer) એ રીતનાં તડ. આ કંડિકામાં નવલરામની ભાવિદર્શનની શક્તિ પ્રગટ થઈ છે, તે વિષે નરસિંહરાવનો અભિપ્રાય જુઓ. ગદ્યકુસુમ.

**પૃ. ૨૨૦. અન્યોન્ય દ્રોહી**–એકબીજાની ઈર્ષા કરનાર.

**પૃ. ૪૧. કંડિકા. ૫.**–મત કેવી રીતે બદલાય છે તેનું દૃષ્ટાંત–યુવાનોનું જીવન. **રૂપાન્તર**–અન્યરૂપ રૂપાન્તર. કર્મધારય. જુદા ભાગલા પડી જવા તે. **ચકિત**–આશ્ચર્યચકિત. **કુપિત**–ગુસ્સે. **મતાન્તર ગ્રહણ**–નવા જુદા મતનો સ્વીકાર. **આવા સમયની**–એવા રૂપાન્તરના સમયની. ભાગલા પાડવાનો સમય. **થોડાંક વર્ષ......પત્તો જ લાગતો નથી**–સરખાવો. ગદ્યકુસુમ. પૃ. ૧૫. પંક્તિ ૧૭. **ખંધા**–લુચ્ચા. **અપવાદ**–નિંદા; આરોપ.

**કંડિકા ૬.**–ભણેલા સ્વાર્થી થઈ જઈ સંસારમાં પડયા પછી સત્ય અને દેશદાઝનો ત્યાગ કરે છે. એ અપવાદ દુષ્ટ મિથ્યારોપ છે. નાની ઉંમરમાં બાંધેલા વિચારો ફેરવવા પડે એમાં આશ્ચર્ય નથી, ન ફેરવવા પડે એ જ આશ્ચર્ય છે. તેમાં વળી વિદેશી કેળવણી મેળવનાર આપણા જુવાનોને વિચારો બાંધતી વખતે સ્વદેશની સંસારી સ્થિતિનું કંઈ જ્ઞાન હોતું નથી, એટલે આગળ ઉપર એ જ્ઞાન થયે ફેરફાર કરે તે સ્વાભાવિક છે.

**મિથ્યારોપ**–બદનામી, બદનક્ષી. **અંગીકાર કરેલી**–સ્વીકારેલી **તકલાદીપણું**–અનાધારપણું, વજુદ વગરના હોવું તે.

**પૃ. ૪૨. તમામ કેળવણી વિદેશી.....જન્ય છે**–સાહિત્ય ઇતિહાસ, તત્વજ્ઞાન વગેરેનાં પુસ્તકો પરદેશી લેખકોએ, પરદેશની

સ્થિતિને અનુસરીને લખેલાં તે આપણા યુવકો શાળા કૉલેજમાં ભણે છે. અને અભ્યાસકાળ દરમિયાન એ પુસ્તકોના વિચારો જીવનમાં ઉતારવાનું સ્વપ્ન સેવે છે, ઘણીવાર ભારે હોંશથી સ્વપ્નદર્શનો જાહેર કરે છે. પણ એ સ્વપ્નદર્શનની ભૂમિકા આપણા દેશની નથી એ વાત સંસારમાં પડયા પછી જ એમને સમજાય છે. આ રીતે હાલની કેળવણી અને એ કેળવણી લેતાં બાળકોનું સંસાર જીવન એ બે વચ્ચે મહાન અંતર છે. **અળશાવે**–કંટાળીને છોડી દે. **સંસાર ભીરૂત્વ**–મનના વિચાર સંસાર જીવનમાં આચારમાં મૂકતાં ડરવું તે.

**કંડિકા ૭.**–'શકય નહિ હોય તેજ કરે તે શૂરો' એ બધું બોલવું કવિતાનું છે, વ્યવહારનું નહિ. વ્યવહારનાં કર્તવ્યો ભૂમિતિ કે પદાર્થ વિજ્ઞાનના સિદ્ધાંતની પેઠે સ્વતંત્રપણે વિચારી શકાતાં નથી. આજુબાજુના સંયોગો ગણતરીમાં લેવા પડે છે. અને તે ઉપરથી તેમની શકયાશકયતા નક્કી થાય છે.

**સિદ્ધાન્ત**–Theory. સામાન્ય નિયમ અથવા કથન. જે એની હદમાં સમાતા સર્વ જુદા જુદા દાખલાઓને લાગુ પડે તે. **કાલ્પનિક તોલન**–બહારની બીજી કોઇ ચીજોના સંબંધ સિવાય, વસ્તુના અમૂર્ત (abstract) સામાન્ય સત્યની પરીક્ષા કરવી તે. **ઉચ્છેદક વિચારો**–ક્રાંતિકારી વિચારો. **શકય**–આચારમાં મુકી શકાય તેવું. **ન્યાયયુકત**–સપ્રમાણ, વ્યાજબી. **અસલ શૈલી**–જુવાની વખત પહેલાંની જુસ્સાદાર શૈલી. **એ બધું.........વ્યવહારનું નહિ**–કવિનું હૃદય વિહાર કરવા માંડે ત્યારે જીવન સંબંધી ભાત ભાતનાં સ્વપ્ન એની આંખ આગળ તરવરે, તે કવિતામાં ઉતારી શકાય. તે વાંચી સાંભળીને આનંદ માણી શકાય પણ હંમેશાં તે જીવનમાં ઉતરી શકે નહિ. કારણ કવિતા બાહ્ય સંસર્ગોથી અસ્પૃષ્ટ–નરી કલ્પનાનો વિષય છે; પણ વ્યવહાર તેવો નથી. વ્યવહારમાં અનેક કોટિના માણસો સાથે કામ પાડવું પડે છે તેથી કલ્પનાસૃષ્ટિને ઘણીવાર મોકુફ રાખવી પડે છે.

પૃ. ૪૩ **સમયમૂર્તિ**–સમયની મૂર્તિ. સમયમૂર્તિ. કોઈએક સમય જમાનાનાં પ્રધાન આચાર, વિચાર અને ભાવના તે જમાનાની કોઈ એક વ્યક્તિ મૂર્તિમંત થયાં હોય–ઉતર્યાં હોય, તેના લેખો, ભાષણો, કાવ્યો, કાર્યોમાં જણાતાં હોય તે વ્યક્તિ તે જમાનાની સમયમૂર્તિ કહેવાય. નર્મદાશંકર પોતાના જમાનામાં જે વિચારો અને ભાવના-ઓનો જુવાળ ચઢતો હતો તેને પોતાના લેખો, કાવ્યો વગેરે દ્વારા જનતા સમક્ષ મૂકે છે, માટે નવલરામ તેમને સમયમૂર્તિ તરીકે ઓળ-ખાવે છે. વિશેષ હકીકત માટે જુઓ 'ગદ્યકુસુસુમ' પૃષ્ટ ૨૨૧–૨૨.
**અંત**–મરણ.

**કંડિકા ૮.**–આ સમર્થ, ટેકી અને સાચા નરના મરણથી વિરુદ્ધ મતના પણ તમામ આર્યો તથા બીજા બધાઓને ભારે ખેદ થયો.

**કૈલાસવાસ**–મરણ પામ્યા. **વસ્તુતઃ**–ખરેખર.

**કંડિકા ૯–૧૦**–નર્મદાશંકરના ગુણો–વિદ્યાનો આનંદ, સ્વદેશા-ભિમાન, સ્પષ્ટવાણી, નિસ્વાર્થીપણું, ટેક, દેશદાઝ, પોતે જે ગુણોના ઉત્કર્ષ માટે જીવન ગાળ્યું હતું તેનું ભાન નર્મદને હતું. તે 'નવ કરશો કોઈ શોક' એ પદમાં વ્યક્ત થાય છે.

**વિદ્યાનો આનંદ**–વિવિધ વિષયના નર્મદાશંકરના ગ્રંથોની ગણ-નાથી એમની વિદ્યારસિકતા જણાશે. 'ગૂજરાતી ભાષામાં પ્રથમ કોષકાર. પિંગળકાર, પ્રથમ રસાલંકારના સમજ આપનાર, તથા પ્રથમ રુઢ ગદ્ય લખનાર તે નર્મદાશંકર જ છે.' ઈ. સ. ૧૮૫૮ માં ૨૫ વર્ષની નાની ઉંમરે તેમણે નોકરી છોડી, "ઘેર આવી, કલમના સામું જોઈ, આંખમાં ઝળઝળીઆં સાથે તેને અરજ કરી કે હવે હું તારે ખોળે છું" કવિએ મરણના એક વર્ષ અગાઉ સુધી એટલે આશરે ૨૭ વર્ષ આ ટેક દૃઢપણે પાળી. અને વ્યાકરણ, કોશ, ચરિત્ર, નિબંધ, નાટક, ભાષા, ઇતિહાસ પૌરાણિક કથાઓ ધર્મવિચાર' વગેરે અનેક વિષયો અદ્દભુત પરિશ્રમ કરીને એકલે હાથે ખીલાવ્યાં. **દેશાભિમાનની મસ્તી**–જુઓ એના નિબંધો; 'સ્વદેશાભિમાન,' 'સંપ', 'રણમાં પાછાં

પડેલાં ન ભરવા વિષે' વગેરે. **સ્પષ્ટ વાણી**–પોતાના વિચાર લોકના ડરથી તે ગુપ્ત રાખતા નહોતા અને પોતાની માન્યતા સરલ, સીધા શબ્દોમાં તે કહી દેતા. **નિઃસ્પૃહી ભાવના**–કોઇની નોકરી કર્યા વગર વિદ્યાનું સેવન કીધું. **અખંડિત જ્યોતથી**–પૂરા ઝગઝગાટથી, સંપૂર્ણ પણે. **સંસારી દુઃખ**–"શારદા અને લક્ષ્મી વચ્ચેનો હંમેશનો કલહ બીજાઓની માફક એમને પણ દુઃખદ નીવડ્યો અને નર્મદાશંકરને ત્યાર પછી ડગલે ડગલે જણાવા માંડ્યું કે સરસ્વતીને સેવા અર્પણ કરવામાં એમણે દરિદ્રતાનો પક્ષપાત પણ સ્વીકારી લીધો હતો...... ......યુરોપિયનોને શિક્ષણ આપવા માંડ્યું, ભજવાય તેવાં નાટકો લખવા માંડ્યાં, છેવટે હરદાસની માફક કથાઓ પણ કહેવા માંડી; પરંતુ........પુરતું નાણું એમને ન મળી શક્યું. નાનાં નાનાં દેવાની રકમ વધતી વધતી સરવાળે મોટી થતી ગઈ........તેમાં ઉમેરો કરવા સરસ્વતીમંદિર નામે જાહેર ઉપયોગ માટે મકાન બાંધ્યું... ...એમને લગભગ બારથી તેરહજાર રૂપિયા થયા અને પોતાના જીવનના પાછલા કાળમાં મહામુશ્કેલીએ કવિ એ ઋણમાંથી મુકત થયા. .........મુંબાઈમાં એક સમયે એમની સ્થિતિ એવી તો બારીક થઈ ગઈ હતી કે કવિને ફક્ત દૂધ પૌંઆ ઉપર જ ચલાવવું પડેલું. કોઇ કોઈ વખત તો એમની આખી શિલક એક પાવલી પર જ આવી રહેતી.........એક વિધવાને આશ્રય આપ્યો. એમના આ ધૃષ્ટ પગલાથી એમના ન્યાતીલાઓનો એમના પ્રત્યેનો સમભાવ હંમેશને માટે દૂર થયો અને એમના અવસાન સુધી એમની જ્ઞાતિ સાથે એમનું સમાધાન ન જ થયું.–કૃ. મો. ઝવેરી.

**અશુભ ટાંકણું**–મરણ પ્રસંગ. **ઉંચા જીવની મૂર્તિ**–આદર્શ, **નિરૂપણ**–તારું જીવનચરિત્ર.

**કંડિકા. ૧૦ સહેજ શૃંગારનો ભાવ**–' સ્ત્રી જાતિ પ્રત્યેના આગળ પડતા અનુરાગની છાયા એમની કવિતાના મોટા ભાગ પર પડી છે અને એમની કવિતામાં વારંવાર દેખા દેતા ગુપ્ત પ્રેમ પ્રસંગો

એમની કાવ્ય કૃતિ પર કલંક રૂપ છે.' **પ્રસંગ વિરુદ્ધ**–મરણ પછી અથવા જીવનચરિત્રને અંતે, કવિના ગુણોની ગણના પ્રસંગથી વિરુદ્ધ.

પૃ. ૪૪ **પ્રકૃતિચિત્ર**—સદ્‌ગુણો સંબંધે પોતાની જે ભાવના હતી તેનું ચિત્ર. **પ્રતિ**–કોટિ, પ્રકાર, જાત. **ઉક્તિ**–વચન. **પર્યન્તે**–છેવટે, પરિણામે. **આંચ**–સખત તાપ, દુઃખરૂપી તાપ. **કંચનવત્**–સોનાની માફક. સોનાની શુદ્ધિની કસોટી અગ્નિમાં થાય છે. ત્યારેઃ

**दग्धं दग्धं पुनरपि पुनः कांचनं कान्तवर्णं**
**घृष्टं घृष्टं पुनरपि पुनश्चन्दनं चारुगन्धं ।**
**छिन्नं छिन्नं पुनरपि पुनः स्वादु चैवेक्षुदण्डम्**
**प्राणान्तेऽपि प्रकृतिर्विकृति जायते नोत्तमानाम् ॥**

પ્રાણાન્તે પણ ઉત્તમ પુરૂષોની પ્રકૃતિમાં ફેર પડતો નથી. **નવ ફેરશો કોઇ શોક**—પદ્ય સંગ્રહના તેરમા કાવ્યની સમજૂતી જુઓ.

## ઘેરાયલું શહેર.

"કરણઘેલો એ એકલ પુસ્તક હોઈ એની વાર્તા સાહિત્યમાં પ્હેલ તથા નવીનતાને લીધે એ જમાનામાં એ પંચમહાલના વિશાલ મેદાનમાં એકલા ઉભેલા પાવાગઢ જેવી સ્થિતિ ભોગવે છે."

—નરસિંહરાવ ભોળાનાથ.

ઈ. સ. ૧૮૬૮ માં 'કરણઘેલો' લખવામાં આવ્યું ત્યારે એનું સ્થાન એવું એકલ હતું. ઐતિહાસિક વાર્તાનું ગુજરાતીમાં એ પ્રથમ જ પુસ્તક છે. બાગલાણના કિલ્લાને અલફખાંએ ઘેરો ઘાલ્યો, ત્યારનું એ કિલ્લાની અંદરનું આ કાલ્પનિક વર્ણન છે. આવાં લાંબાં વર્ણન વાર્તાની વચ્ચે નવલકથામાં જ આવી શકે–'ટૂંકી વાર્તા' –નવલિકા–માં નહિ. અહિં પણ આપણે એક સ્વતંત્ર વર્ણન તરીકે જ એનો અભ્યાસ કરીશું.

વર્ણન કેવું **ક્રમપુરઃસર** છે એ ખાસ જોવું જોઇએ. હાલના રેલ્વે, તાર, ટપાલ વગેરેના જમાનામાં દુકાળની **અહીં વર્ણવેલી**

**ભયંકરતાનો** ખ્યાલ આવવો મુશ્કેલ છે. કદાચ એમાં **થોડી** ઘણી અતિશયોક્તિ હશે. પણ એ **અતિશયોક્તિમાં હેતુ** છે. વાંચકમાં જુગુપ્સા, સૂગ, અને એવી બીજી લાગણીઓ લેખક ઉત્પન્ન કરવા માગે છે. ભાષા **સાદી** છે, પણ આપેલી **વિગતો** એવી છે અને એવી રીતે ગોઠવી છે કે સાદી ભાષા છતાં વર્ણન ઘણું **જોરદાર** બને છે. આવી અંતિમ આપત્તિની **જનસ્વભાવ** ઉપર શી હીણી અસર થાય છે એ પણ બરાબર બતાવ્યું છે, અને લોકનો **બાહ્ય દેખાવ** તાદૃશપણે ખડો કર્યો છે. લેખમાં ' મોત ચોતરફ ફરતું ' દેખાય છે.

**પૃ. ૪૫. કંડિકા-૧** દુકાળમાં પહેલ વહેલાં તો ગરીબ લોકોનો મરો થયો. એમનું અનાજ ખૂટયું એટલે છેક નિરાશ થઇ, ભૂખના-માર્યા ઘેલા જેવા થઈ, હલકા લોક લૂંટવા નીકળ્યા તેનું વર્ણન કંડિકાના પાછલા ભાગમાં છે. એ લૂંટેલું અનાજ ખૂટતાં પાછા સઘળા સરખા થઇ ગયા. ગરીબોથી પહેલી શરૂઆત કરી છે એ વાસ્તવિક છે.

**પૃ. ૪૬ કંડિકા ૨.** દુકાળને લીધે લોકોના બહારના દેખાવનું વર્ણન આપીને છેવટે એમના મનની અવ્યવસ્થા તથા ભૂખની મહા-વેદનાનો ઉલ્લેખ કર્યો છે.

**દુકાળ રાક્ષસ**—દુકાળ એજ રાક્ષસ. કર્મધારય. **હવે...... પ્રકાશ્યું**-પહેલી કંડિકામાં ગરીબોના દુઃખનું વર્ણન અને તેથી દુઃખી ગરીબોને હાથે ધનિક વર્ગને પડતી આફતનું વર્ણન છે. હવે તો નાના મોટાના ભેદ ભૂલાઈ ગયા છે. દુકાળનો રાક્ષસ સૌને એક સરખો પીડે છે. **રૂપ પ્રકાશ્યું**—પોત પ્રકાશ્યું, પુરેપુરું બળ અજમાવ્યું. **દયાવૃત્તિને...લાગે**-દયાવૃતિ એટલે માણસની દયાની લાગણી-લાગણીનું સ્થાન હૃદય. હૃદયને આઘાત પહોંચે. **ચીતળી**-ચીતરી, સૂગ, અણગમોસૂચક કંપારી, **ધોળા ફક**-તદ્દન સફેદ, ધોળાં પુણી જેવાં, **યમરાજા**-મૃત્યુદેવ. **યમરાજા...પહોંચેલા**—મરવા પડેલા. **નઠારા ગુણો**-સરખાવોઃ ભૂખ્યા નળનું વર્ણન. ( કડવું.૩૨ ) **મહા-વેદના**-મોટું દુઃખ.

**કંડિકા. ૩.** આ કંડિકામાં દુકાળિયાંની શારીરિક અશક્તિનું વર્ણન છે.

**પૃ. ૪૭. કંડિકા. ૪.** નાનાં નાનાં છોકરાં, તેમની માતા, ડોસા ડોસીઓ વગેરેનું વર્ણન કર્યું છે. મોત ચોતરફ ફરતું હતું. મુડદાં રસ્તામાં, ગલીમાં અને ઘરોમાં કોહી જતાં. શરમ અને સંબંધનો સમૂળો નાશ થયો.

**મરણુતોલ**—મરણતુલ્ય, તૃતીયા તત્પુરુષ. **મા ઘેલી...જોયા કરતી**—આ વર્ણન કરુણ છે. **બેબાકળા**—( ભય વ્યાકુલ ) બે [ બ્હે-ભે ] થી બાકળા—વ્યાકુલ—તૃતીયા તત્પુરુષ. બ્હાવરા. **પિલાઇ પિલાઇને**—રીબાઇ રીબાઈ ને. **પડી પડીને**—ઉપરાઉપરી. **કાળચક્ર**—કાળનું ચક્ર (૧) દુકાળનું ચક્ર. (૧૨) સમયનું—નસીબનું ચક્ર. (૩) યમદેવનું ચક્ર. આપણે ' કાળનો સપાટો—ઝપાટો ' કહીએ છીએ, ચક્ર નહિ. **મોત...પડયું હતું**, અહીં ' મૃત્યુ ' વિષે સજીવારોપણ કર્યું છે, આસપાસના સમગ્ર દશ્યને મૃત્યુની મૂર્તિ કલ્પી છે. **ઘણું કામ હતું** ઘણાંનું મરણ નિપજાવવાનું. **જ્યાં...ક્યાંથી જ રહે**—જાત ઉપર આવી પડે ત્યારે માબાપ અને બાળક અથવા નાના અને મોટા સ્નેહ સંબંધ અથવા વડીલ ભાવ કશું રહેતું નથી—આ જન સમૂહની મનોદશાનું વર્ણન છે, **आहार निद्रा भय मैथुनं च सामान्य मेतत्पशुभिं नराणाम् ।** વ્યક્તિઓ અપવાદ રૂપ નીકળે તે જુદી વાત છે. અહીં એક સરખી બ્હીક હોવાથી સૌ એક સરખા છે. પણ જુઓ કણ્ડિકા ૬ માં શું બને છે તે. ' તેઓએ......માંડી, '

**કણ્ડિકા ૫.** વખત જતાં દુખ વધતું જાય છે. જેમ વર્ણન આગળ વધે છે તેમ વધતા દુઃખનું વર્ણન આવે છે. કણ્ડિકા ૧ માં ગરીબોનું દુઃખ કહ્યું, કણ્ડિકા ૨ માં શરીરના બહારના દેખાવનો ફેર કહ્યો. કણ્ડિકા ૩ માં શરીર ગળી ગયાનું બ્યાન છે. કણ્ડિકા ૪ માં માનસિક વિકારોનું વર્ણન છે,—હવે અનાજ ખલાસ થયા પછી મનુષ્ય

જીવન પશુવત્ બન્યું. પશુનો ખોરાક ખાતાં મરકી ચાલી. આમ આફત બેવડાઇ.

**ગાયભેંસ**—ગાય અને ભેંસ. દ્વન્દ્વ સમાસ. **ભરતિયું**-ભરણ, પૂરણ, **પ્રાણઘાતક**—પ્રાણનો ઘાત કરનાર, જીવલેણ. **મરકી**-ચેપી ઉપદ્રવ, રોગચાળો, **ચુંથારો**-ગભરામણ હૃદય અને ફેફસાંના ભાગ પર દબાણ થવાથી થતી અસર. **સનેપાત**-સન્નિપાત, ત્રિદોષની છેલ્લી અવસ્થા, જેમાં માણસ ચિતભ્રમ થઇ લવરી, નાસાનાસ વિગેરે કરે છે.

**કણ્ડિકા ૬.** બેવડી આફત જોતાં લોકે મોતની બ્હીક માત્ર તજી દીધી. હવે ઢોર પણ મરવા માંડયાં. શહેર તો માંસભક્ષક પશુઓને ઊજાણીનું સ્થળ થઇ પડયું.

**હિંસક**—બીજાં પ્રાણીને કરડી ખાનાર.

**કણ્ડિકા ૭,** લોકનાં મનની સ્થિતિમાં પણ ફેરફાર થયો. સગપણનો નાશ થયો; દોસ્તી હોલવાઇ ગઇ. સ્વાર્થ સ્વાર્થ સૌના મનમાં વ્યાપી રહ્યો. ધર્મનો અંશ જતો રહ્યો, મોતનો ડર તથા મુએલાં માણસ વાસ્તે માન છોડી, કોણ જાણે કેમ, ઉલટા ખુશ થતાં, ગાતાં વજાડતાં શોર કરતાં બિહામણાં ટોળાં જ્યાં ત્યાં ફરવા લાગ્યાં.

**અસ્વાભાવિક**—સામાન્ય સ્થિતિમાં કોઈ મનુષ્ય આચરે જ નહિ એવી.

## વાડામાં લીલા.

હમણાંની પદ્ધતિએ કેળવાયલો, મુંબઈના શ્રીમંત શેઠીઆનો પુત્ર સરસ્વતીચંદ્ર. જે દેશ અને દેશબાંધવોનું હિત સાધવાના સ્વપ્નો જોતો, જે વિદ્યાર્થીમાંથી અનુભવાર્થી થયલો હોવાનું ગુમાન રાખતો ને કહેતો કે “ હું બોલ્યા વગર જોઇ શકું છું. કાને સાંભળેલું મનમાં રાખી શકું છું, જાતે રંગાયા વિના સૌ રંગ જોઇ શકું છું, ” તેને ને કુમુદસુંદરીને પરસ્પર પ્રેમ હતો. પરન્તુ સાવકી માના કુભાવથી એને ઘર છોડવું પડયું, અને ‘ રમડતા રામ’ની વૃત્તિ હોવાથી ગુપ્ત વેશે એણે રખડવા માંડયું. વિધિએ એને એની પ્રિયતમાને એક જ

ઘરમાં લાવી મૂક્યાં એ મહેમાન તરીકે ને કુમુદ નવપરિણિત પુત્રવધુ તરીકે.

આ યોગ શી રીતે થયો તે 'વાડામાં લીલા' એ પ્રકરણમાં વર્ણવ્યું છે. કુમુદસુંદરીની મનોદશા એમાં મુખ્યત્વે ધ્યાન ખેંચે છે. કુમુદસુંદરી એટલે આદર્શ હિંદુ યુવતી–સંસ્કારી અને હિંદુ સ્ત્રીત્વની સુંદરમાં સુંદર અને શુદ્ધમાં શુદ્ધ ભાવનાઓ મૂર્તિમાન કરતી યુવતી. સ્વચ્છંદી વર સાથે લગ્નગ્રંથિથી જોડાયેલી, એક સમયના ગાઢપ્રેમી સરસ્વતીચંદ્રના ગૂઢ રીતે અદૃશ્ય થઇ જવાને લીધે લંપટ પ્રમાદધનને અપાયલી, અને સરસ્વતીચંદ્ર સાથે એક જ ઘરમાં રહેવાને નિર્માણ થયેલી છતાં પણ કુમુદસુંદરી પોતાનું શીલ આકરા સંજોગોમાં સાચવે છે તે વખતે હૃદય અને બુદ્ધિ વચ્ચે તુમુલ યુદ્ધ થાય છે. તેની શરૂઆત આપણા આ લેખમાં થાય છે.

**પૃ. ૫૦. વાડામાં**—મહાદેવની પાછળ વાડો હતો, તેમાં ફુલની વાડી જેવું બનાવવા યત્ન કરવામાં આવ્યો હતો તેમાં. **લીલા**–અદ્ભુત બનાવ. (સૃષ્ટિ પણ ઇશ્વરની એક લીલા જ મનાય છે.)

**કંડિકા–૧.** વનલીલા ઝીણા રાગે ગાય છે. એ ગાનની કડીનો અર્થ કુમુદસુંદરીના જીવન સાથે કંઇક મળતો આવે છે. તેથી કુમુદસુંદરીના મનમાં સરસ્વતીચંદ્ર સાથેનો સ્નેહસંબંધ તાજો થાય છે.

**આ સંવાદ**–રાણો અને અમાત્ય બે જણ પણ આ મહાદેવમાં આવી પહોંચ્યા છે. બીજે દિવસે શિવરાત્રી હતી એટલે મહાપૂજાની ગોઠવણ કરવા બુદ્ધિધનને ત્યાંથી ઘરનાં બધાં અહીં આવેલાં તે જ્યારે રાણો અને અમાત્ય આવ્યા ત્યારે વાડીમાં ગયેલાં. તે બધાં એક બીજા સાથે વાતો કરતાં હતાં. તેમાં વનલીલા, રાધા અને અલકકિશોરી ફુલ વિષે વાતો કરે છે. ત્યાંથી છુટાં પડી બે ભાગ થઇ જાય છે. એક પાસ વનલીલા અને કુમુદસુંદરી આંગળીએ વળગી તળાવ ભણી જાય છે. બીજી બાજુ અલકકિશોરી કૃષ્ણકલિકા સાથે સ્ત્રીસ્વભાવ પ્રમાણે અલકકિશોરી કૃષ્ણકલિકાને પોતાને વિષે બીજી સ્ત્રીઓ

શી વાતો કરે છે તે પુછે છે; તે સંવાદનો લેખકે અહીં ઉલ્લેખ કર્યો છે. **આશાભંગ...સ્વામિની**–'ઓખાહરણ'માંથી ઓખા આશાભંગ થાય છે એનો ઉલ્લેખ છે. **પોતે પણ આશાભંગ થઈ હતી**–કુમુદસુંદરીનો વિવાહ સંસ્કારી વિદ્યારસિક સરસ્વતીચંદ્ર સાથે થયો હતો. બન્ને જણ વચ્ચે અથાગ પ્રેમ હતો. તે તેમના પત્રોમાં વ્યક્ત થતો. ઑરમાન માની ભંભેરણીથી પિતાએ બે બોલ સંભળાવ્યા તેથી મૂળ વૈરાગ્ય વૃત્તિવાળો સરસ્વતીચંદ્ર આ બહાને ઘર ત્યજી નીકળી પડયો. ઘણી ઘણી શોધ કરતાં તેનો પત્તો ના લાગ્યો. બીજી બાજુ કુમુદસુંદરીને કન્યાકાળ થઇ જતો હતો એટલે તેના પિતાએ એને સુવર્ણપુરમાં પ્રમાદધનની સાથે પરણાવી. આમ પોતાના સ્નેહમાં એ આંશાભંગ થઇ હતી. **ગયો ચંદ્ર...મીંચાય**–આ પંક્તિઓના વાચ્યાર્થ આ પ્રમાણે છે. ચંદ્રમા આકાશની ધાર ઉપર ઉગ્યો ન ઉગ્યો ને એટલામાં ક્યાં નાસી ગયો ? આ કુમુદ–રાત્રે ચંદ્રના તેજમાં ખીલનારું–કુમુદપુષ્પ અહિં અંધારામાં ખીલતું ખીલતું બીડાઇ જાય છે. આનો વ્યંગાર્થ આ પ્રમાણે છેઃ દૃષ્ટિમર્યાદા બહાર સરસ્વતીચંદ્ર ક્યાં નાસી ગયો હશે ? હું કુમુદસુંદરી અહીં બુદ્ધિધનના ઘરના અંધકારમાં મારી આશાઓ–આદર્શોને વિકસાવ્યા વગર પડી છું. **ભ્રમર**–(૧) પુષ્પ ઉપર બેસનાર ભમરો. (૨) કુમુદપ્રિય સરસ્વતીચંદ્ર. **કમળ**–(૧) કમળપુષ્પ (૨) કુમુદસુંદરી.

**પૃ. ૫૧. કંડિકા ૨.**—કુમુદસુંદરીને જાગતી નિદ્રામાં સરસ્વતીચંદ્ર જુદી જુદી અવસ્થામાં જુદે જુદે સ્થળે દેખાય છે. (આવું વારંવાર બનતું. આ આધિથી તે દુબળી થઇ ગઇ હતી. તેને માટે બુદ્ધિધને કેટલાક ઉપાયો યોજ્યા હતા.) આ સ્વપ્નને લીધે નિઃશ્વત બની ભીંત સાથે લપાઇ ઉભી હતી એટલામાં વનલીલાએ આવી એને એ નિદ્રામાંથી જગાડી અને તળાવ પર ચોપડી લઇ, સૂતેલા કોઇ માણસને બતાવવા લઇ ગઇ. એ માણસની અને કુમુદની 'મળી દૃષ્ટોદૃષ્ટ.'

**ચિત્તવૃત્તિ**–મનોદશા. **આમ**–વનલીલાના કાવ્યમાં 'આશાભંગ' શબ્દ સાંભળીને ઉત્પન્ન થયેલી વિચારપરંપરાથી. **ફેરબદલ**–વારાફરતી, એક પછી એક. **કલ્પનાના રાતા પીળા રંગ**–મનના વિવિધ તરંગ, સરસ્વતીચંદ્ર ક્યાં હશે, શું કરતો હશે વગેરે. **વિચાર અંજાઈ ગયા... છોડી દીધું**–બાહ્ય સૃષ્ટિનું ભાન જતું રહ્યું. **પોતાની પાસે...એમ લાગ્યું**–થોડીક જ વારમાં આ વાક્યમાં આપેલી વસ્તુસ્થિતિ બનવાની છે. **આ અવસ્થા**–પોતાના હૃદયના આવેગમાં. **પતિવ્રતા ધર્મથી વિરુદ્ધ**–પોતાની બુદ્ધિની પરીક્ષામાં.. **આધિ**–માનસિક પીડા. આધિ, વ્યાધિ અને ઉપાધિ આ ત્રણ શબ્દોના અર્થનો ભેદ ધ્યાનમાં રાખો. આધિ—માનસિક પીડા. વ્યાધિ—શારીરિક પીડા અને ઉપાધિ–પોતાની આસપાસના પીડાકર સંયોગો. આ ત્રણ "ત્રિવિધ તાપ" તરીકે ઓળખાય છે. **માફક થઈ જતાં**–અનુકૂળ આવતાં, સદતાં. **ઔષધ ઉપચાર**–દવા વગેરે આપીને ઉપાય કરવા તે. **વસાણાં**–ઔષધિઓ નાખી બનાવેલો પાક. **સોરે છે**–વિયોગથી ઝૂરે છે. **સોબતમાં રાખવી**–કુમુદસુંદરીનું શરીર ઓગળવાનું કારણ બુદ્ધિધને પારખી આ ઉપાય બતાવ્યો. તેથી જુદો (૨) ઔષધઉપચાર આગળ કહેવાઈ ગયો છે. અને આ બેયથી જુદો (૩) પુસ્તકો રૂપી ઔષધનો ઉપચાર કુમુદસુંદરીએ કરવા ધાર્યો હતો. **પરપુરૂષ**-(૧) દુનિયાની દષ્ટિથી (૨) બુદ્ધિની દષ્ટિથી.

**પૃ. પર. સંચો**—મનોવ્યાપાર, **સહિયર...પાડી રે**–ઓખા પોતાની સહિપણી ચિત્રલેખાને કહે છે, હે સહિયર, ઉંઘમાંથી મને જગાડવાનું વેરીનું કામ તેં ક્યાં કર્યું ? સ્વપ્નમાં હું મારા પતિને દેખતી હતી; તેને તેં શીદ ખૂંચવી લીધો ? આનો કુમુદને લાગુ પડતો વ્યંગ અર્થ સ્પષ્ટ છે. **કુમુદસુંદરીના...પહોંચ્યા**–કુમુદના મનનો ચાલુ વ્યાપાર વનલીલાના ગીતના અર્થને મળતો હતો. માટે ગાયનના સંસ્કાર–અસર લાંબા પહોંચ્યા. **પારકા પુરૂષની**–કુમુદને હમણાં ખબર નથી કે એ ચોપડી લઈ સૂનાર સરસ્વતીચંદ્ર જ છે. **કલાંઠી**–પાસું.

**ઊંઘમાં...જગાડયા છે**–વખત છે ને કોઇ જુદી જ પ્રકૃતિનો માણસ હોય, તેમ સમજી પહેલેથી જ પ્રશ્ન કલ્પી લઇને ઉઠાડવાનું કારણ કહી દે છે. સંવાદલેખનની કલા ખીલવનારાએ આ વાત ધ્યાનમાં લેવા જેવી છે. **મળી દૃષ્ટોદૃષ્ટ**–'એવે સુદેવ ને દમયંતીની મળી દૃષ્ટોદૃષ્ટ'- નળાખ્યાન, કડવું ૪૭. આંખે આંખ મળી, તારામૈત્રક રચાયું. **સહેજ**–અકસ્માત, અકારણ.

**પૃ. ૫૩ કણ્ડિકા ૩.** એ પુરૂષ સરસ્વતીચંદ્ર છે **એમ શંકા** આવતાં કુમુદસુંદરી વિચારવમળમાં પડી. અલકકિશોરી મળી, પછી બુદ્ધિધન આવે છે. **ગરીબ બિચારી**–ધનાઢ્ય પિતાની પુત્રી ધનાઢ્ય સસરાના ઘેર આવી છે; પણ મનની દશા દીન છે–પરવશ છે, માટે 'ગરીબ બિચારી' કહી છે.' **પાછાં ફર્યાં...એમ ચાલ્યાં**–સરખાવો,

તન ચાલે આગળ, પણ પાછળ ભાગે તડફડતું હૈયું;
સામે પવને ધ્વજના લઈ જવાતા ચીની ચીર પેઠે.

—ન્હાનાલાલ, શકુંતલાનું સંભારણું.

**પાનું**—નસીબનું પાનું; જીવનપર્યંતનો સંબંધ. **વળી વિચાર થયો**–માણસ મનમાંથી જે વસ્તુનો વિચાર કાઢવા મથે છે તે જ વિચાર વારે વારે ઉથલો ખાઇ આવે છે. **મારી...રેડાયો**–કુમુદ પોતાના મનને એમ મનાવે છે કે હવે તો મારાથી મારા પરિણીત પતિ પ્રમાદધન ઉપર જ પ્રેમકલશ ઢોળાય. **કોઈ વખત...આવશે**–આમાં ખરેખર પોતાની પ્રેમરસિક વૃત્તિને સંતોષવાની ઇચ્છા છે; પણ કુમુદસુંદરી એમ માનતી લાગે છે કે હું એની વિદ્યારસિકતાનો જ આસ્વાદ કરવા ઇચ્છું છું. **આ અવિદ્યાના દેશમાં**–સરખાવો, "પડ્યું તિમિરે કુમુદ મીંચાય!"–કંડિકા ૧. **અશરીર સંબંધ**—વિગત માટે જુઓ આ જ કંડિકાની છેલ્લી ચાર પંક્તિઓ, પૃ. ૫૩. **મારો રોગ**–મનનો રોગ, આધિ.

**પૃ. ૫૪ મેર**—માળાનો મોટો મણકો; અંત. **ધી પંડિત**–એ

નામનું અંગ્રેજી–સંસ્કૃત માસિક, **સહુ સ્ત્રી વર્ગ.....નહિ.**–'આ અવિ-દ્યાનો દેશ' છે એ અહીં સ્પષ્ટ છે.

**પૃ. ૫૫. કણ્ડિકા ૪.** બુદ્ધિ ધન અને નવીનચંદ્રનો મેળાપ, અને સંવાદ. એ દરમિયાન કુમુદ નિર્ણય કરે છે કે એ સરસ્વતીચંદ્ર જ છે, બુદ્ધિધન એને પોતાને ત્યાં અતિથિ તરીકે ન્હોતરે છે.

**તપોધન**—તપ છે ધન જેનું તે. (બહુવ્રીહિ); પણ અહીં તો 'તપોધન' મહાદેવના પૂજારીને કહ્યો છે. આ પૂજા કરનાર બ્રાહ્મણો ઉતરતી કોટિના ગણાય છે. **દૃષ્ટિપાત ખમતાં ક્ષોભ**–જુઓ, 'તેના દૃષ્ટિપાત ન ખમાતા હોય એમ.' પૃ. ૫૬.

**અનુભવાર્થી**—અનુભવ મેળવવાની ઇચ્છાવાળો. **હું-બોલ્યા ...રંગ જોઇ શકું છું**–અનુભવાર્થીએ કેળવવાના ગુણો. **રંગ**–દુનિ-યાના રંગ. **રંગાયા વિના**–લેપાયા વિના. **કુમુદસુંદરીની...ન ગમ્યું.** હૃદય અને બુદ્ધિ વચ્ચેનું યુદ્ધ. આ જ યુદ્ધ સરસ્વતીચંદ્રની આખીય કથામાં ચાલે છે. આ હૃદય અને બુદ્ધિનું દ્વન્દ્વ સામાન્ય રીતે પ્રત્યેક વ્યક્તિમાં અમુક પળે થાય છે. નળને પણ એવું થયું હતું.

'કળિ તાણે વાટ વન તણી, પ્રેમ તાણે દમયંતી ભણી,'

તેવું જ યશોધરા અને રાહુલને તજતી વેળા બુદ્ધ ભગવાનને પણ થયેલું.

## અગ્નિહોત્રી.

આ લેખનું રહસ્ય બરાબર સમજવાને, એની બરાબર કદર કરવાને, 'ન્યાયમંદિરે ભદ્રંભદ્ર' પહેલાં વાંચવાની જરૂર છે. ભદ્રંભદ્ર વાંચીને બહુ હસવું આવશે–કદાચ કોઇ કોઇવાર ભદ્રંભદ્ર વિષે તિરસ્કારબુદ્ધિ પણ ઉત્પન્ન થશે. ત્યાર પછી આ લેખ વાંચતાં કેટલાકને તો હસવું પણ નહિ આવે. બીજા જે હસશે, તેમાંથી કોઇને અગ્નિહોત્રી વિષે તિરસ્કારભાવ તો નહિ જ થાય. ભદ્રંભદ્ર કોઇનો કહેવાતા આર્યોનો છેતરાયો જ છેતરાય છે, એમ ક્વચિત્ જ લાગે. એ પોતે પણ છેતરપિંડીમાં–પ્રતારણામાં–સામેલ જણાય છે. અગ્નિ-હોત્રી વિષે એવું નથી. એનો બિચારાનો એક જ દોષ છે. એને કાળ

બળનું ગાન નથી.—ભદ્રંભદ્રની મશ્કરી આપણે કરી શકીએ, અગ્નિ-હોત્રીની ન થાય. અગ્નિહોત્રીની મશ્કરી એક 'કાળપુરૂષ સ્વયમેવ' કરી શકે. (પૃ. ૬૫)—અગ્નિહોત્રીને વિષે એક પ્રકારની મહત્તાની આપણને ઝાંખી થાય છે. એના મરણમાં એક પ્રકારની ભવ્યતા છે. ભવ્યતા અને હસનીયતા વચ્ચે બહુ સૂક્ષ્મ ભેદ છે. મુનશીજીના મનમાં અગ્નિહોત્રીની મશ્કરી કરવાનો વિચાર હશે. પણ કલાકાર કનૈયાલાલ પોતે કાળપુરૂષ બનીને એ મશ્કરી કરે છે. ભવ્યતા અને હસનીયતામાં રહેલો સૂક્ષ્મભેદ સાચવવામાં એમની કલા સમાઇ છે. આ લેખ વાંચતાં કોઇ જગાએ હસી જવાય તો તેને એ ભેદની સૂક્ષ્મતા કેટલી બધી છે તેનો જ પુરાવો સમજવો.—સામાજિક વિષયો ઉપર નિબંધકાર કે ભાષણકાર તરીકે કનૈયાલાલ કદી અગ્નિહોત્રી જોડે તાદાત્મ્ય ન અનુભવે; પણ અહીં કલાકાર તરીકે અનુભવે છે. જે વસ્તુ-ઓનું દર્શન કરીને આધુનિક સંસ્કૃતિના કોઈ પણ ઉપાસકને (જો કે મુનશી તો બધી સંસ્કૃતિઓનું એકીકરણ ઝંખે છે ) ઘૃણા ઉપજે, તે જ વસ્તુઓ વિષે અગ્નિહોત્રીને ઘૃણા ઉપજે છે. મુંબઇની, બધી નહિ, પણ ઘણી ચાલો અને ઓરડીઓની દશા અંદર ચીતરી છે તેવી છે. એ જોઈ કોણ કહેશે કે એ સર્વદા ટકવા દેવા જેવી વસ્તુ છે? અગ્નિહોત્રીનો પુણ્યપ્રકોપ સાચો છે. ઇરાનીની હૉટલમાં જવામાં હરકત ન હોય; પણ ગોવિંદરામ એની પત્નીને લઇ જાય એ જોઇ કયા આધુનિક સંસ્કૃતિના હિમાયતીને હર્ષ થશે? પાઉંને ચામાં બોળતાં એઠું થતું ગણો કે ન ગણો, પણ બિસ્કુટ ચાવતો, ચા માટે માના વાળ ખેંચતો, છોકરો જોઇ કોને ઘૃણા નહિ થાય? અગ્નિહોત્રીને જ મન ગોવિંદરામ 'નરવાનર' છે એમ નથી, અને આટલું જ જોઇ અગ્નિહોત્રી આપઘાત કરતો નથી. બાબુલનાથમાં બે બ્રાહ્મણો વચ્ચે થએલો સંવાદ સાંભળીને એની નિરાશાની પરાકાષ્ઠા આવે છે. કદાચ મારા વંશજો નહિ તો બીજા કોઈ આર્યધર્મનું પુનર્જીવન કરશે, પણ આ તો હું જેને આર્યો સમજું છું, જેને મારા સમજું છું, એ જ ભ્રષ્ટ છે ને!

